શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ મેમનગર, અમદાવાદ તથા શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્‌નું મુખપત્ર
સદ્‌વિદ્યા પ્રવર્તાવો પૃથ્વી પરે...
ગુરુકુલ દર્શન
વર્ષ - ૪ • મે - ૨૦૧૨ • અંક-૫
પંચવાર્ષિક લવાજમ : રૂા. ૨૫૦/-
શ્રી સ્વામિનારાયણ મંદિર જુનાગઢ જૂની ધર્મશાળામાં પ.પૂ.સદ્. બાલમુકુંદદાસજી સ્વામી સાથે સંત-પાર્ષદ મંડળ તથા હરિભક્તો
સદ્‌ગુરુ વંદના મહોત્સવ
તા. ૨૫ થી ૩૧ ડિસેમ્બર-૨૦૧૨
સદ્‌ગુરુ ગાથા વિશેષાંક

સુરત, સત્સંગ સભામાં ઉપસ્થિત ભક્તજનો

પનવેલ, પાટોત્સવ પ્રસંગે સત્સંગ સભા

જોગીસ્વામીની સ્મૃતિમાં ઠાકરથાળી ઉત્સવ,  કેન્ટન-લંડન

સત્સંગ સભા - મુંબઈ

શ્રી ધીરૂભાઈ શાહના પરિવારને આશીર્વાદ પાઠવતા સંતો

ચંદનના વાઘા - અમદાવાદ ગુરુકુલ

-: સંસ્થાપક :-

સદ્‌વિદ્યા સદ્ધર્મરક્ષક પ્રાતઃસ્મરણીય પ. પૂ. ગુરુવર્ય
શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી

# ગુરુકુલ દર્શન


વર્ષ-૪, મે - ૨૦૧૨, અંક-૫

: આશીર્વાદ :
પ. પૂ. પ્રાતઃસ્મરણીય શ્રી જોગીસ્વામી

: પ્રેરણા :
પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

**પ્રકાશક** : પ.પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી
**તંત્રી** : પાર્ષદ શ્રી શામજી ભગત
**સંપાદક** : શાસ્ત્રી શ્રી યજ્ઞવલ્લભદાસજી સ્વામી
**કલા સંયોજન**: હરિકૃષ્ણ ગ્રાફિક્સ, અમદાવાદ
**વ્યવસ્થાપન** : જગજીવનભાઈ પટેલ, ધવલ ભીમાણી
**તસ્વીર** : જી. વિઝન
**મુદ્રક** : સૂર્યા ઓફસેટ

| | |
|---|---|
| છુટક અંક | : રૂા. ૫/- |
| પંચ વાર્ષિક લવાજમ | : રૂા. ૨૫૦/- |
| આજીવન લવાજમ(૨૫ વર્ષ) | : રૂા. ૭૦૦/- |
| વિદેશમાં આજીવન લવાજમ | : $ ૧૧૦/- |

**લવાજમ અંગે પત્રવ્યવહાર**


'ગુરુકુલ દર્શન' કાર્યાલય
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ - મેમનગર, અમદાવાદ-૫૨
ફોન (૦૭૯) ૨૭૯૧૨૫૯૧/૯૨
www.swaminarayangurukul.org
E-mail- darshan@sgvp.org


# જોગી આયા રે...

જોગી આયા રે આયા રે જોગી આયા રે
જોગી આયા રે જોગી આયા રે
પ્રેમભક્તિકી ઝોલી ભરકે,
મસ્ત ફકીરા આયા....જોગી
ચિમટા કુંડલ નહી કમંડલ
ના તન ભભૂત લગાયા
ભગવી કંથા તુલસી માલા
કેસર તીલક સજાયા
સ્વામિનારાયણ મહામંત્રકા
ઘર ઘર અલખ જગાયા....જોગી
તપસે દુબલી પતલી કાયા
ના દુનિયાકી માયા
ગુપત ખજાના જોગી તેરા
પાર નહી કોઈ પાયા
કલ્પવૃક્ષ તૂ કામધેન તૂ
પારસ પરમ કહાયા....જોગી
દીન રુ દુખીયા રોગી સોગી
જો ભી દ્વારપે આયા
કરુણાભર નજરોસે જોગી
સારા દુખ નસાયા
જો ભી જોગી મુખસે નિકલા
સફલ કીયા જગરાયા....જોગી
ગગન મંડલસે ઉતરા ગેબી
જંગમ તીર્થ કહાયા
તેરી કિરપા જોગી મેરા
બેડા પાર લગાયા
માધવ જોગ જગન ફલ મિલિયા
હરિવર હાથ મિલાયા....જોગી

- સ્વામી માધવપ્રિયદાસજી

**વૈશાખ સુદ. ૨ વિ. સં ૨૦૬૯, જોગીસ્વામી ૧૦૮ માં પ્રાગટ્ય દિને સ્વામીના ચરણોમાં વંદના સાથે અર્પણ**

# સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામી જીવન ઝરમર, ભાગ-૨

## બ્રહ્મને સંકલ્પ શું અને વિકલ્પ શું?

સ્વામિનારાયણ સંપ્રદાયમાં એક સુપ્રસિદ્ધ પ્રસંગ છે. એક સમયે ભગવાન શ્રી સ્વામિનારાયણ સરધાર ગામે પધાર્યા હતા અને વણિક શેઠ શાહ ગોવર્ધન અને શાહ કમળશીને ત્યાં ઉતારો કર્યો હતો.

બન્ને ભાઈઓ ભગવાન શ્રીહરિના આશ્રિત થયા હતા. એમને ભગવાન સ્વામિનારાયણમાં અપાર શ્રદ્ધા હતી પરંતુ એમના માતુશ્રી ચુસ્તપણે જૈન ધર્મ પાળતા હતા.

ડોસીમા ભારે જીવદયામાં માનતા હતા. તેઓ ક્યારેય માંકડ મચ્છર મારતા નહિં. તેમની એક આદત હતી કે તેઓ પથારી-પાગરણમાંથી મચ્છર, માંકડ વીણી વીણીને એક ઢોલીયામાં મૂકતા અને કોઈ મહેમાન આવે ત્યારે તેઓ એ ઢોલીયો મહેમાન માટે ઢાળી આપતા.

આમાં ત્રણ લાભ થતા. માંકડ મરે નહી, મહેમાનનું મીઠું લોહી પી માંકડ તાજા માજા રહે, માંકડથી કંટાળીને મહેમાન વહેલાસર વે'તા પડે!

આ ડોસીમાને ભગવાન સ્વામિનારાયણ પ્રત્યે અકારણ આડવેર હતું. મહારાજ ઘરે પધાર્યા એ ડોશીને જરાય ગમ્યું નહોતું પણ પોતાના યુવાન દીકરાઓને કાંઈ કહી શક્યા નહોતા.

મહારાજ પધાર્યા ત્યારે ડોશીએ દાઝમાં ને દાઝમાં મહારાજ માટે ઢાળીયામાં રાખી મૂકેલો માંકડવાળો ઢોલીયો ઢાળી દીધો.

મહારાજ જેવા ઢોલીયા પર પોઢ્યા એવા ચારે તરફથી લશ્કરની બટાલીયન છૂટે એમ ઢોલીયામાંથી માંકડની હાર્યો ઉભરાણી. માંકડની હાર્યો ને હાર્યો જોઈ મહારાજ ઢોલીયા ઉપરથી નીચે ઉતરી ગયા અને જમીન પર આસન કર્યું.

થોડી વારમાં શેઠ ઘરે આવ્યા અને મહારાજને જમીન પર બેઠેલા જોઈને પૂછ્યું, 'મહારાજ! ઢોલીયો ઢાળ્યો છે છતાંય કેમ નીચે બિરાજો છો?'

મહારાજે હસીને કહ્યું, 'ગોવર્ધન! ઢોલીયામાં માંકડનો પાર નથી એટલે અમે નીચે આસન જમાવ્યું છે.' શેઠે ડોશીમાને કહ્યું, 'મા! આ માંકડવાળો ખાટલો મહારાજ માટે કેમ ઢાળ્યો?'

અવળાઈ ભરેલી ડોશીએ મહારાજ સાંભળે એમ મેણું માર્યું, 'સ્વામિનારાયણ તો બહુ મોટા ભગવાન કહેવાય છે, અનેક જીવોના કલ્યાણ કરવાનો દાવો લઈને ફરે છે, જો એમનામાં ખરેખર ત્રેવડ હોય તો માંકડનું કલ્યાણ કેમ નથી કરતા?'

ડોશીનું મેણું સાંભળી મંદમંદ હસતા મહારાજે ચપટી વગાડી અને એ જ સમયે આકાશમાં અનંત વિમાનો આવ્યાં અને બધા જ માંકડ દિવ્ય ચતુર્ભુજ સ્વરુપો ધારણ કરી વૈકુંઠમાં ગયા!

ગોવર્ધન અને એમના મા દૃશ્ય જોઈ રહ્યા

હતા. ડોશીમાનું મન અને માન બેય ગળી ગયા. એમણે મહારાજના ચરણમાં પડી માફી માગી અને શ્રીહરિના આશ્રિત થયા.

કરુણાસાગર શ્રીજી મહારાજે બન્ને દીકરાઓની હારે એમના માંકડવાળા માતુશ્રીનું પણ કલ્યાણ કર્યું.

આ જ વણિક પરિવારમાં શાહ જીવરાજ હેમરાજ થયા. જીવરાજભાઈને ત્યાં પાંચ પુત્રો અને ત્રણ પુત્રી હતા. એમના મોટા દીકરાનું નામ મેઘજી હતું. એમનો જન્મ સરધાર ખાતે સંવત્ ૧૯૧૦માં થયો હતો.

મેઘજીને નાનપણથી જ બાલમુકુંદદાસજી સ્વામીનો જોગ થયો હતો અને સ્વામીના સમાગમથી એમના અંતરમાં વૈરાગ્યનાં બીજ પાંગર્યાં હતાં.

મેઘજીને માત્ર પંદર વર્ષની ઉંમરે સાધુ થવાની ઈચ્છા થઈ હતી. એમનું મન સંસાર વહેવારથી ઉઠી ગયું હતું. તેઓ વધારે ને વધારે સમય ભજન ભક્તિમાં પસાર કરતા હતા.

મેઘજીનું સગપણ ગઢડા પાસે ભડલી ગામે કરવામાં આવ્યું હતું. કન્યા ઉંમરલાયક થઈ હતી તેથી તેમના પરિવારજનો લગ્ન માટે વારંવાર દબાણ કરતા હતા પણ મેઘજી માનતા નહોતા. એમને કોઈ રીતે સંસાર કરવો નહોતો. આવી રકઝકમાં ચાર પાંચ વર્ષ નીકળી ગયાં.

એક દિવસ રાત્રે પરિવારજનો સૂઈ ગયા ત્યારે મેઘજી ઘર છોડી નીકળી ગયા અને જૂનાગઢ બાલમુકુંદદાસજી સ્વામી પાસે આવ્યા.

મેઘજીના સગા સંબંધીઓ પણ એમને શોધતા શોધતા પાછળ પાછળ જૂનાગઢ આવ્યા. એમણે સ્વામીને કહ્યું, 'સ્વામી! મેઘજીને ઘેર મોકલો.'

સ્વામી કહે, 'મેઘજીને મનાવો અને માને તો લઈ જાઓ, અમે કોઈને પરાણે રોકતાં નથી.'

સગાં સંબંધીઓએ મેઘજીને ખૂબ મનાવ્યા પણ મેઘજી કોઈ રીતે માન્યા નહિં.

આખરે સ્વામીએ એમના કુટુંબીઓને કહ્યું, 'તમે હવે માથાફોડ મૂકો. તમારા છોકરાના અંતરમાં વૈરાગ્ય છે, એમને સાધુ થવા દો. એ સાધુ થશે તો તમારી એકોતેર પેઢીઓના કલ્યાણ થઈ જશે.'

આખરે સ્વામીની વાતથી સગાં-સંબંધીઓ માની ગાય અને મેઘજીને સાધુ થવાની રજા આપી.

સ્વામીએ એમને છવીસ વર્ષની ઉંમરે વિહારીલાલજી મહારાજ પાસે દીક્ષા અપાવી સાધુ કર્યા અને સ્વામી કેશવચરણદાસજી નામ રાખ્યું.

એક દિવસ સ્વામી કેશવચરણદાસજી પૂજા કરી રહ્યા હતા. તેમના અંતરમાં ખોટો ઘાટ સંકલ્પ થયો. પ્રાયશ્ચિત રુપે એમણે આખો દિવસ ઉપવાસ કર્યો.

બીજો દિવસ પારણાનો દિવસ હતો. પરંતુ બીજા દિવસે પણ પૂજા સમયે ખોટો ઘાટ સંકલ્પ થયો તેથી તેઓશ્રીએ બીજા દિવસે પણ ઉપવાસ કરવાનું નક્કી કર્યું.

માછલી જેમ ઈંડાને સેવે તેમ સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામી આ મુમુક્ષુનું સેવન કરી રહ્યા હતા.

કેશવચરણદાસજી સ્વામીના દર્શને આવ્યા ત્યારે કરુણામૂર્તિ સ્વામીએ પૂછ્યું, 'સાધુરામ! ગઈ કાલે તમારે ઉપવાસ હતો, તો આજે પારણા કર્યા?'

કેશવચરણદાસજીએ એક ઉત્તમ શિષ્યને શોભે એ રીતે નિખાલસ ભાવે પોતાના ઘાટ સંકલ્પની કબુલાત કરતા કહ્યું, 'સ્વામી! આજે પણ પૂજા પછી મારા મનમાં ખોટા ઘાટ સંકલ્પ થયા છે માટે આજે પણ મેં ઉપવાસ કરવાનું નક્કી કર્યું છે.'

શિષ્યની સાધના માટેની ઉત્કૃષ્ટ શ્રદ્ધા જોઈને સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીએ કરુણાભરી દૃષ્ટિથી કેશવચરણદાસજી સામે જોઈને કહ્યું, 'સાધુરામ! આપણે તો બ્રહ્મરુપ છીએ. બ્રહ્મને સંકલ્પ શું અને વિકલ્પ શું? જાઓ હવેથી તમને ઘાટ સંકલ્પ નહિં થાય. આજે પારણા કરી લ્યો, કાલે ઉપવાસ કરજો.'

સમર્થ સદ્‌ગુરુના આશીર્વાદથી સ્વામી કેશવચરણદાસજીનું હૃદય કાયમ માટે આકાશ જેવું નિર્મળ બની ગયું. મનના ઘાટ સંકલ્પોનો વિરામ થયો અને મહારાજની મૂર્તિમાં અખંડ વૃત્તિ રહેવા લાગી.

સ્વામીના વચને સ્વામી કેશવચરણદાસજીએ પારણા કર્યા અને વળતે દિવસે ઉપવાસ કર્યો.

સ્વામી કેશવચરણદાસજીનું જીવન સાધુતાપૂર્ણ હતું. તેઓ ખૂબ જ ભજનીક અને ધ્યાની સંત હતા અને વચનામૃતના ખાસ અભ્યાસી હતા. એમણે વચનામૃતની ૩૦૦ પારાયણ સાંભળી હતી. સ્વામીએ એમને વહેવાર કુશળ જાણી જેતપુરનો વહીવટ સંભાળવાની આજ્ઞા કરી હતી. એમનો સ્વભાવ ત્યાગ વૈરાગ્યથી ભરપૂર હતો છતાં સ્વામીની આજ્ઞાથી એમણે વર્ષો સુધી જેતપુર મંદિરનો વહીવટ નિર્લેપ ભાવે સંભાળ્યો હતો.

સમય જતાં તેઓશ્રીએ જેતપુર મંદિરનો વહીવટ પોતાના શિષ્ય કોઠારી સ્વામી હરિકૃષ્ણદાસજીને સોંપ્યો હતો અને પોતે બધી રીતે પાછી વૃત્તિ વાળી શ્રીહરિના અખંડ ભજન સ્મરણમાં ગરકાવ થયા હતા.

તેઓશ્રી ૮૧ વર્ષની ઉંમરે સંવત્ ૧૯૯૧ના કાર્તક વદી ૧ ૩ના રોજ સ્વતંત્ર થકા પંચભૂતનો દેહ છોડી

## ભગવાન ભજવા હોય તો હાલો જૂનાગઢ

ગામ સુંદરીયાણાના શેઠ શ્રી હેમરાજ શાહનો પ્રસંગ સત્સંગમાં સુપ્રસિદ્ધ છે. હેમરાજ શાહ ચુસ્ત વૈષ્ણવ હતા અને વૈષ્ણવની નાતમાં આગેવાન હતા.

ગોપાળાનંદ સ્વામીનો પ્રબળ પ્રતાપ જોઈને હેમરાજ શાહ સત્સંગી થયા હતા. પરિણામે વૈષ્ણવોની નાતમાં ભારે ઉહાપોહ મચ્યો હતો. પરંતુ હેમરાજ શાહના પ્રભાવથી કોઈ કાંઈ બોલી શક્યું નહોતું.

હેમરાજ શાહ ધામમાં ગયા ત્યારે એમના પુત્ર વના શાહ અને પુંજા શાહે પિતાશ્રીના કારજમાં આખી નાત નોતરી હતી.

બરાબર પંક્તિ સમયે નાતીલાઓએ દુરાગ્રહ કર્યો કે 'હેમરાજ શાહના બેય પુત્રો સ્વામિનારાયણની કંઠી તોડી નાખે તો જ અમે જમીશું નહિતર નહિ જમીએ.' પરંતુ સિંહના તો સિંહ જ હોય એ રીતે વના શાહ અને પુંજા શાહ સત્સંગમાં અડગ રહ્યા હતા.

વાત ભારે વટે ચઢી. પુરી નાત પીરસેલે પતરાવળે ભોજનનો ત્યાગ કરી પંક્તિમાંથી ઊભી થઈ ગઈ. નાતના આગેવાનોએ હેમરાજ શાહના પરિવારને નાત બારો મૂક્યો. હેમરાજ શાહના પરિવારનો ગુન્હો એ હતો કે તેઓ ભગવાન સ્વામિનારાયણના પંચવર્તમાન પાળનારા સત્સંગી હતા.

નાતની ઉપાધિઓને સહન કરીને પણ હેમરાજ શાહના પરિવારજનોએ સત્સંગ શિર સાટે રાખ્યો હતો. રોટી-બેટીના વ્યવહારમાં ભારે અગવડતા પડતી હોવા છતાં એમણે સત્સંગ છોડ્યો નહોતો.

આ હેમરાજ શાહના પરિવારમાં ચોથી પેઢીએ મુક્તરાજ બાપાલાલભાઈ થયા. બાપાલાલભાઈ મહાભક્તરાજ હતા. એમણે બાલમુકુંદદાસજી સ્વામીના ઐશ્વર્ય પ્રતાપની વાતો ખૂબ જ સાંભળી હતી. એમના અંતરમાં બાલમુકુંદદાસજી સ્વામીના દર્શનની અને સમાગમ કરવાની ખૂબ જ ઈચ્છા હતી.

સંવત્ ૧૯૫૨માં સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામી અમરેલી પાસેના વાંકીયા ગામમાં પધારેલા.

બાપાલાલભાઈ પણ સ્વામીના દર્શને વાંકીયા આવ્યા. સાધુતાની મૂર્તિ સમાન સ્વામીનાં દર્શન કરતા બાપાલાલભાઈને અંતરમાં ખૂબ શાંતિ થઈ અને સ્વામીનો સમાગમ કરવાથી એમના અંતરમાં વૈરાગ્ય ઉપજ્યો.

બાપાલાલભાઈએ સ્વામીને કહ્યું, 'મને દીક્ષા અપાવી સાધુ કરો.' સ્વામીએ કહ્યું, 'તમે વરતાલ જાઓ અને વિહારીલાલજી મહારાજને વિનંતી કરો અને એ જે પ્રમાણે કહે તેમ કરજો.'

સ્વામીની આજ્ઞાથી બાપાલાલભાઈ વરતાલ ગયા અને પોતાના અંતરની વાત વિહારીલાલજી મહારાજને કહી.

વિહારીલાલજી મહારાજ આ તેજસ્વી યુવાનની વૈરાગ્યવૃત્તિને પારખી ગયા. મહારાજશ્રીએ વિચાર કર્યો. 'ખાનદાન વણિક પરિવારના આ યુવાનને દીક્ષા આપવા કરતા ધોળે કપડે જ ત્યાગી તરીકે રાખીએ તો વધારે સારું. એ સફેદ કપડે હશે તો મંદિરોના

વહીવટની સેવામાં ખૂબ જ કામ લાગશે, આમ વિચારી મહારાજશ્રીએ તેમને સફેદ કપડે જ વરતાલમાં રહીને સેવા કરવાની આજ્ઞા આપી.

આ જ અરસામાં વિહારીલાલજી મહારાજ અને મોટા મોટા સદ્‌ગુરુઓ સાથે મળીને દલપતરામ કવિ પાસે 'હરિલીલામૃત' ગ્રંથ રચાવી રહ્યા હતા.

આ મહાન કવિરાજ ગ્રંથની રચના કરતા અને બાપાલાલભાઈ સુંદર અક્ષરોમાં એ રચનાઓના હસ્તલિખિત ખરડાઓ તૈયાર કરતા હતા અને સાથોસાથ મંદિરના કોઠારમાં નામા ઠામાની સેવા પણ સારી રીતે બજાવતા હતા.

સમય જતાં વિહારીલાલજી મહારાજ અક્ષરવાસી થયા અને લક્ષ્મીપ્રસાદજી મહારાજ વરતાલની ગાદીએ બિરાજ્યા.

સંવત્ ૧૯૫૭માં સદ્‌ગુરુ નારાયણદાસ સ્વામીએ બાલમુકુંદદાસજી સ્વામીના કહેવાથી જૂનાગઢના કુલમુખત્યાર તરીકે કોઈ સારા માણસની માગણી કરી ત્યારે એ સમયના વરતાલના કોઠારી ગોરધનભાઈએ કહ્યું, 'એક ખાનદાન કુટુંબનો યુવાન છે, બાપાલાલ નામ છે. એમની ઈચ્છા હોય તો તમે એને જુનાગઢ લઈ જાવ. અમે એમના નામનું કુલમુખત્યારનામું અપાવી દઈશું.'

બાલમુકુંદદાસજી સ્વામી બાપાલાલભાઈની મુમુક્ષતાને તો પ્રથમથી જ જાણતા હતા.

એમણે બાપાલાલભાઈને બોલાવ્યા અને કહ્યું, 'બાપાલાલ! આપણે માત્ર મંદિરોનો વહીવટ જ કરવાનો નથી. મહારાજનું ભજન કરી છેલ્લો જન્મ કરી લેવાનો છે. માટે ખરેખર ભગવાન ભજવા હોય તો હાલો જૂનાગઢ અને સ્વામી નારાયણદાસજી બતાવે એ સેવા કરી ભગવાન ભજો.'

બાપાલાલભાઈના અંતરમાં પણ વર્ષોથી બાલમુકુંદદાસજી સ્વામી જેવા મહાન સંતના સાન્નિધ્યમાં રહેવાની ઈચ્છા હતી. પરંતુ વિહારીલાલજી મહારાજની આજ્ઞાને લીધે વરતાલ રહેવું પડ્યું હતું.

જૂનાગઢ રહેવાથી એમની વર્ષો જૂની ઈચ્છા પૂર્ણ થઈ હતી. તેથી એમણે સ્વામીની વાતને વધાવી લીધી અને આચાર્ય મહારાજના વહીવટી પ્રતિનિધિ તરીકે જૂનાગઢ આવ્યા.

સંવત્ ૧૯૫૭થી ૧૯૬૬ સુધી બાપાલાલભાઈ જૂનાગઢમાં રહ્યા અને સ્વામીનો સમાગમ કરી, મંદિરની સેવા કરી સ્વામીનો ખૂબ રાજીપો મેળવ્યો.

સંવત્ ૧૯૬૭માં બાપાલાલભાઈના મોટા ભાઈ અક્ષરવાસી થયા. કુટુંબનો બધો જ વહીવટ મોટા ભાઈ ચલાવતા હતા. કુટુંબ નાત બહાર હતું. તેથી હવે આ નિરાધાર પરિવારને કોણ સાચવે એવી મોટી મુશ્કેલી ઉભી થઈ હતી.

દેશ, કાળ સર્વ પરિસ્થિતિના જાણકાર બાલમુકુંદદાસજી સ્વામીએ બાપાલાલભાઈને કહ્યું, 'તમે અમદાવાદ જાઓ અને અમદાવાદના બેચર મણકીના પરિવારને મળો અને બધી વાત કરો, મહારાજ સારું કરશે.'

સ્વામીની આજ્ઞાથી બાપાલાલભાઈ અમદાવાદ ગયા. અમદાવાદમાં બેચર મણકીના પરિવારની ભારે નામના હતી. ભગવાન સ્વામિનારાયણના સમયમાં બેચર મણકીએ સત્સંગનો ખૂબ જ પક્ષ રાખ્યો હતો. પાછળથી એમના પરિવારજનો પણ સત્સંગ પ્રત્યે ભારે આદર ધરાવતા હતા.

આ પરિવારજનોએ બાપાલાલભાઈની વાત સાંભળી અને હેમરાજ શાહના પરિવારને નાતમાં ભેળવ્યા. પરિણામે બધી ઉપાધિઓ દૂર થઈ ગઈ. જ્ઞાતિ વહેવાર શરૂ થયો અને બધી રીતે ઘણું જ સારું થયું.

બાલમુકુંદદાસજી સ્વામીની આજ્ઞાથી બાપાલાલભાઈ અમદાવાદમાં પોતાના ઘરમાં પણ સાંખ્યયોગી પાર્ષદની જેમ જ રહ્યા.

એમનો વધારે પડતો સમય મંદિરમાં નરનારાયણદેવના સભામંડપમાં જ વીતતો હતો. જળમાં કમળ રહે તેમ બાપાલાલભાઈ પરિવારમાં રહેતા હતા. બાલમુકુંદદાસજી સ્વામીની કૃપાથી બાપાલાલભાઈ સફેદ કપડે એકાંતિક સંત જેવા હતા.

એક સમયે બાલમુકુંદદાસજી સ્વામી અમદાવાદ પધાર્યા. સ્વામી નારાયણદાસજી અને સ્વામી કૃષ્ણચરણદાસજી તથા મોટા આંકડીયાના પીતાંબરભાઈ

વગેરે સંતો હરિભક્તો સ્વામીની સાથે હતા.

સ્વામી જેવા મહાન સંતને અમદાવાદ પધારેલા જાણી શેઠશ્રી બેચર મણકી પરિવારે સ્વામીને પોતાના ઘરે પધરાવ્યા, પૂજન અર્ચન કર્યું. સ્વામીએ પણ પરિવારને રૂડા આશીર્વાદ આપ્યા અને હેમરાજ શાહ પરિવારને નાતમાં ભેળવવાના શુભ કાર્ય બદલ રાજીપો વ્યક્ત કર્યો.

બાપાલાલભાઈને અંત સમયે ગોપાળાનંદ સ્વામીએ દર્શન દીધા અને કહ્યું, 'હાલો ધામમાં, અમે તમને તેડવા આવ્યા છીએ.'

બાપાલાલભાઈ વિનમ્ર ભાવે બોલ્યા, 'સ્વામી તમે તો અમારા ગુરુ ગણાવ. તમારી આજ્ઞા અમારે પાળવી જોઈએ પણ તમે એકલા નહિં, મહારાજને લઈને તેડવા આવો તો જ હું ધામમાં આવું નહિતર નહિં.'

બાપાલાલભાઈની વાત સાંભળી ગોપાળાનંદ સ્વામી હસ્યા અને બોલ્યા, 'ધન્ય છે તમારી ઉપાસનાની દઢતાને. હવે પંદર દિવસ બાદ અમે મહારાજની સાથે તમને તેડવા આવીશું.'

બરાબર પંદર દિવસ બાદ સ્વામી મહારાજને સાથે લઈ બાપાલાલભાઈને તેડવા આવ્યા અને બાપાલાલભાઈ મહારાજના ધામમાં પધાર્યા.

બાપાલાલભાઈને ગોપાળાનંદ સ્વામીએ દર્શન દીધા બાદ પૂ. ગુરુદેવ એમને દર્શન દેવા એમના બંગલે પધાર્યા હતા. બાપાલાલભાઈએ સ્વંય આ પ્રસંગ સ્વમુખે કહ્યો અને બોલ્યા, 'બસ હવે ગોપાળાનંદ સ્વામી મહારાજને લઈને તેડવા આવે એની રાહ જોઉં છું.'

(નોંધ- આ પ્રસંગે પૂજ્ય માધવપ્રિયદાસજી સ્વામી ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજની સાથે હતા)

## આણંદજીનું દારિદ્ર દૂર કર્યું

એક વાર સદ્ગુરુ બાલમુકુંદદાસજી સ્વામી અમરેલી પાસેના ઢોલરવા ગામ પધાર્યા. ઢોલરવામાં આણંદજી નામના લુહાણા હરિભક્ત હતા.

આણંદજી વહેવારે ભારે દુબળા હતા અને માંડ માંડ પોતાનું ગાડું રોડવતા હતા.

બાલમુકુંદદાસજી સ્વામીના મનમાં આ ગરીબ હરિભક્તનું દારિદ્ર ટાળવાનો સંકલ્પ થયો. એમણે આણંદજીને કહ્યું, 'આણંદજી! તમારે વર્ષમાં એકવાર સાધુઓને રસોઇ દેવી.'

આણંદજીએ કહ્યું, 'સ્વામી! રસોઇ દેવાનું મને પણ મન થાય છે પણ મારા ઘરમાં ખાણની ખોરી જુવાર સિવાય કાંઇ નથી. સાધુને આવી ખોરી જુવારની રસોઇ કેમ આપવી?'

સ્વામીએ કહ્યું, ''આણંદજી! સાધુને સ્વાદ ન હોય. એને તો ખોરી જુવાર પણ ચાલે. મહારાજે ધર્મામૃતમાં સાધુઓને આજ્ઞા કરી છે કે 'હરિભક્તો રોજ ઘરમાં જે જમતા હોય એની રસોઇ લેવી.' માટે જા તારા ઘરેથી જુવારનો લોટ લઇ આવ. પણ જોજે લોટ સિવાય ઘી, ગોળ કાંઇ લાવતો નહિં.''

આણંદજીને થયું, 'સ્વામીએ આજ્ઞા કરી છે પણ મારાથી સાધુને ખોરી જુવાર કેમ ખવરાવાય? આમ વિચારી એમણે ગામમાંથી કોઇ પાસેથી નવી જુવાર ઉછીની લઇ, દળાવી, લોટ લઇ સ્વામી પાસે આવ્યા.

સ્વામીને ખબર પડી ગઇ કે આણંદજી નવી જુવારનો લોટ લાવ્યા છે. એટલે સ્વામીએ કહ્યું, 'એલા આણંદજી! નવી જુવારનો લોટ કેમ લઇ આવ્યો?'

આણંદજી કહે, 'માબાપ! મારાથી ખોરી જુવાર સાધુને કેમ અપાય?' સ્વામી કહે, 'આણંદજી! તારી ભાવના સારી છે પણ તારે ઘરેથી ખાણની જુવારનો લોટ તો લાવવો જ પડશે.'

સ્વામીની આગ્રહપૂર્વકની આજ્ઞા થઇ એટલે આણંદજી કચવાતે મને પોતાના ઘરેથી ખોરી જુવારનો થોડો લોટ લઇ આવ્યા.

આ વાતની ખબર ઢોલરવાના ઠક્કર ભવાનજીને પડી. ભવાનજીના મનમાં થયુ 'ઠાકોરજીના થાળ ખોરી જુવારના થાય અને આવા પવિત્ર સંતો સાવ ખોરી જુવાર ખાય તે ઠીક નહી.' આમ વિચારી તેઓ પોતાના ઘરેથી થોડો ઘઉંનો લોટ લઇને મંદિરે આવ્યા

અને સ્વામીને ખબર ન પડે એમ સીધા ભંડારમાં ગયા. ભંડારમાં રસોઈ કરનારા સંતોને કહ્યું કે 'તમે ઠાકોરજી માટે આ ઘઉંના લોટની રોટલી કરો અને થાળમાં ધરો.'

અંતર્યામી જેવા સંત બાલમુકુંદદાસજી સ્વામીને આ વાતની ખબર પડ્યા વગર કેમ રહે. સ્વામી ભંડારમાં આવ્યા અને સંતોને કહ્યું, 'ભવાનજીનો ઘઉંનો લોટ પટારામાં મૂકી દ્યો, કાલે વાપરજો, આજે તો આણંદજીની ખોરી જુવારના રોટલા જ કરવાના છે. આપણે ખોરી જુવાર ખાઈને આણંદજીનું દારિદ્ર કાઢવું છે.'

સ્વામીની આજ્ઞાથી તે દિવસે ખોરી જુવારના રોટલાનો થાળ થયો.

સ્વામી સહિત બધા સંતો આણંદજીની ખોરી જુવાર જમ્યા અને મહારાજને પ્રાર્થના કરી, 'હે મહારાજ! સુદામાનું દારિદ્રય ટાળ્યુ હતું એમ આ આણંદજીનું દારિદ્રય પણ ટાળો અને એને સુખી કરો.'

પવિત્ર સંતોના ઉદરમાં આણંદજીનો કણિકો ગયો. ફળદ્રુપ ધરતીમાં વાવેલા બીજ ઉગે એમ આણંદજીના પુણ્ય ઉગ્યાં. એના પ્રારબ્ધના કઠણ પડ તૂટી ગયા.

સ્વામીના વચને આણંદજીએ કોઈ પાસેથી ઉછીના રૂપીયા લઈ વેપાર શરુ કર્યો. આણંદજીનો વહેવાર ધીમે ધીમે સુધરતો ગયો. દારિદ્રતા ટળી ગઈ અને આણંદજી સુખીયા થયા.

મોટા સંતોની કૃપા થાય તો પ્રારબ્ધ પણ પલટી જાય. મોટા સંતોના દિલ દયાથી ભરેલાં હોય છે. જેમ શ્રીજી મહારાજ હરિભક્તોના દુઃખ જોઈ શકતા નથી એ જ રીતે એમના મહાન સંતો પણ હરિભક્તોનાં દુઃખ દારિદ્રયને જોઈ શકતા નથી.

સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીએ ઢોલરવાના આણંદજીની જેમ બીજા પણ અનેક ગરીબ હરિભક્તોની જુવાર જમીને એમના પ્રારબ્ધ બદલાવી નાખ્યા હતા અને દુઃખ દારિદ્રયને દૂર કર્યા હતા.

ઓઢાના સમઢીયાળાના વીરા શેલડીયાના દીકરા પટેલ રામભાઈનું દારિદ્ર પણ સ્વામીએ એમના ઘરની જુવાર જમીને ટાળી નાખ્યું હતું. સ્વામીના જીવનમાં આવા એક નહિ, અનેક ઉદાહરણો જોવા મળે છે.

## ધામમાં તેડવા આવો તો કંઠી બાંધું

સત્સંગમાં હાલારના અઢાર મુક્તો પ્રસિદ્ધ છે. ભગવાન સ્વામિનારાયણ રામ ભંડેરીને હાલારના અઢારમાં મુક્ત કહેતા. રામ ભંડેરીનું મૂળ વતન ભાદરા હતું પણ સંજોગવશાત્ તેઓ ભાદરા છોડીને અમરેલી પાસેના ચાડીયા ગામે વસ્યા હતા.

ભગાવન શ્રીહરિએ કસોટી કાળમાં રામ ભંડેરીની ચમત્કારિક રીતે રક્ષા કરી હતી. રામ ભંડેરીને શ્રીહરિએ આપેલા પરચાને લીધે ચાડીયાના ગામધણી દરબાર સત્સંગી થયા હતા અને ગામમાં પણ સત્સંગ થયો હતો. દરબારના ઉત્તરોત્તર વંશજો પણ સત્સંગ પ્રત્યે ભાવવાળા થયા હતા.

એક વાર સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામી ફરતા ફરતા ચાડીયા પધાર્યા હતા.

ચાડીયાના દરબાર લક્ષ્મણવાળા સ્વામીને સમર્થ સંત જાણી દર્શને આવ્યા.

સ્વામીએ દરબારને મુમુક્ષુ જાણીને કહ્યું,

'દરબાર! તમે તમારા વડવાઓની જેમ સત્સંગ પ્રત્યે ગુણભાવ ધરાવો છો પણ એટલાથી વાત પુરી નહી થાય. તમે ભગવાન સ્વામિનારાયણના આશ્રિત બની કંઠી બાંધો, વર્તમાન ધરાવો અને પૂરા સત્સંગી થાઓ.'

દરબાર લખમણવાળાએ કહ્યું, 'સ્વામી! હું કંઠી બાંધુ પણ મારી એક શરત છે.

સ્વામીએ કહ્યું, 'બોલો દરબાર! શું શરત છે?'

દરબારે કહ્યું, 'મેં સાંભળ્યું છે કે સ્વામિનારાયણ ભગવાન એના ભક્તોને અંત સમયે તેડવા આવે છે. હું તમને ગુરુ ધારી તમારી પાસે કંઠી બંધાવું. તમે મને કોલ આપો કે મારા અંતકાળે તમે મને તેડવા આવશો તો કંઠી બાંધુ. અમારા દરાબરોના આચાર વિચારના કોઈ ઠેકાણા ન હોય માટે તમારે અમારા નાના મોટા ગુના સામે ન જોવું.'

દરબારની વાત સાંભળી સ્વામી હસ્યા અને બોલ્યા, 'દરબાર! તમારી વાત અમને મંજૂર છે. અમે અંત સમયે ભગવાનને લઈને તેડવા આવીશું પણ જૂના ગુના જે થયા હોય તે ભગવાન માફ કરશે. હવે નવા ન કરશો. પાંચ વર્તમાન પાળજો, તમારું કલ્યાણ થશે.'

દરબારે સ્વામીના હાથે કંઠી બંધાવી અને સત્સંગી થયા અને દીધેલ કોલ પ્રમાણે સ્વામી મહારાજને લઈને દરબારને તેડવા આવ્યા.

દરબારે કહ્યું, 'મારા ગુરુ બાલમુકુંદ સ્વામી મને તેડવા આવ્યા છે, હાર્યે ભગવાન સ્વામિનારાયણ છે. હું ભગવાનના ધામમાં જઉં છું, જય સ્વામિનારાયણ.' આટલું કહી દરબારે દેહ મેલ્યો.

સ્વામીએ દીધેલો કોલ પાળ્યો અને દરબારનું આત્યંતિક કલ્યાણ કર્યું.

## સ્વામી તો અમારા અન્નદાતા છે

શેત્રુંજીને કાંઠે આવેલું તરવડા તીર્થભૂમિ છે.

તરવડાની બાજુમાં જ વાંકીયા ગામ આવેલું છે. વાંકીયામાં દેવરાજ હુંમર, નારાયણદાસ સ્વામી, પુરાણી સ્વામી ગોપીનાથદાસજી વગેરે અનેક મહાન મુક્તો થઈ ગયા છે.

વાંકીયામાં રાણા હુંમર નામના મહાન ભક્ત થયા. રાણા હુંમરની દીકરીના લગ્ન તરવડાના લાખાણી જાગા પટેલ સાથે થયા હતાં.

રાણાભાઈનો સમસ્ત પરિવાર સત્સંગી હોવાથી એમના દીકરી પણ સત્સંગના રંગે પૂરેપુરા રંગાયેલાં હતાં. પરંતુ એમના પતિ જાગાભાઈને સત્સંગ સાથે વિશેષ લેવા દેવા નોતી. એમના આચાર વિચારમાં પણ ઘણો જ ફરક રહેતો. પરિણામે રાણા હુંમરના દીકરીના મનમાં ભારે દુઃખ રહેતું.

એવામાં બાઈનો અંત સમય આવ્યો. બાઈને અગાઉથી જ ખ્યાલ આવી ગયો કે 'મારું શરીર નહીં રહે.' એમણે પોતાના પિતાશ્રી રાણાભાઈને તરવડા તેડાવ્યા અને કહ્યું, 'મારે હવે શરીર છોડવાનો સમય થયો છે. મને મહારાજ તેડવા આવશે પણ તમે મારી પાસે જ રહેજો. મારા પતિને સત્સંગ નથી માટે મારા અંત સમયે તમારે મારું ધ્યાન રાખવાનું છે કે હું બેશુદ્ધ થઈ જાઉં તો પણ મને કોઈ જાતના દવા-દારુ પાવામાં ન આવે.' દીકરીના કહેવાથી રાણાભાઈ તરવડા રોકાયા.

ભગવાન શ્રીહરિ રાણાભાઈના દીકરીને તેડવા આવ્યા. એમણે સર્વ પરિવારજનોને કહ્યું, 'ભગવાન સ્વામિનારાયણ મને તેડવા આવ્યા છે અને હું એમની સાથે અક્ષરધામમાં જાઉં છું. જો તમારે સુખીયા થવું હોય તો તમે પણ ભગવાન સ્વામિનારાયણની કંઠી બંધાવો. તમે સત્સંગી થશો તો તમારા આ લોક અને પરલોક બેઉ સુધરી જશે.' આટલું કહી બાઈએ દેહ છોડ્યો.

દેહ છોડવાની આ અલૌકિક દિવ્ય ઘટનાથી એમના બધા પરિવારજનોને અત્યંત આશ્ચર્ય થયું. એમના પતિ જાગા પટેલ અને દીકરા શંભુને ભગવાન સ્વામિનારાયણમાં પ્રતીતી આવી.

આ અરસામાં બાલમુકંદદાસજી સ્વામી વાંકીયા પધાર્યા હતા. જાગા પટેલ પોતાના પુત્ર શંભુને લઈને વાંકીયા આવ્યા. એમણે સ્વામીનાં દર્શન કર્યાં અને કહ્યું, 'અમારે સત્સંગી થાવું છે, અમને કંઠી બાંધો.'

સ્વામીએ કહ્યું, 'પટેલ! કંઠી તો બાંધીએ પણ તમારે સત્સંગના નિયમો પાળવા પડશે.'

જાગા પટેલે કહ્યું, 'સ્વામી! તમે જે કહેશો તે બધા જ નિયમ પાળીશું.'

આ સાંભળી સ્વામી રાજી થયા અને બાપ-દીકરાને કંઠી બાંધી સત્સંગી કર્યા.

ત્યાર બાદ સ્વામી તરવડા પધાર્યા. જાગા પટેલ સ્વામીનો ખૂબજ સમાગમ કરતા. એમના અંતરમાં ભગવાન સ્વામિનારાયણનો દૃઢ નિશ્ચય થયો.

જાગા પટેલ વહેવારે દુર્બળ હતા. સ્વામીએ એમના ઘેરથી જુવાર મંગાવી. જુવારના રોટલા કરી ઠાકોરજીને થાળ કર્યા અને સર્વ સંતો જમ્યા. પરિણામે જાગા પટેલનો વહેવાર સારો થયો.

જાગા પટેલ સ્વામીના આશીર્વાદથી સુખીયા થયેલા હોવાથી તેઓ કહેતા 'સ્વામી તો અમારા અન્નદાતા છે.' તેઓ હંમેશા સ્વામીને 'અન્નદાતા' કહીને જ બોલાવતા.

સ્વામી બાલમુકુંદદાસજીએ તરવડા ગામે ભગવાન સ્વામિનારાયણનું મંદિર કરાવ્યું. જાગા પટેલે આ મંદિરના નિર્માણમાં તન, મન, ધનથી ખૂબ જ સેવા કરી સ્વામીનો રાજીપો મેળવ્યો.

એક વાર સ્વામી તરવડા પધાર્યા અને જાગા પટેલે સ્વામીને વિનંતી કરી, 'સ્વામી! કૃપા કરી મને અક્ષરધામ પહોંચાડજો. વચ્ચે ક્યાંઇ રહેવા દેશો નહિં.'

સ્વામીએ કહ્યું, 'ભલે પટેલ! તમને મહારાજ ધામમાં લઈ જશે. વચ્ચે ક્યાંય રોકાવા દેશે નહિં.'

સમય જતાં જાગા પટેલ બિમાર થયા. સ્વામી એમની ખબર કાઢવા તરવડા પધાર્યા. સ્વામી દિવસમાં બબ્બે વખત જાગા પટેલને દર્શન દેવા જતા.

જાગા પટેલનો અંત સમય આવ્યો. ભગવાન શ્રીહરિએ જાગા પટેલને દર્શન દીધા અને ધામમાં તેડી ગયા.

મહાસમર્થ સંત બાલમુકુંદદાસજી સ્વામીએ જાગા પટેલને છેક ધામમાં પહોંચાડવાનો કોલ આપ્યો હતો તે શ્રીહરિએ પૂરો કર્યો.

બાલમુકુંદદાસજી સ્વામીના જોગથી આ લાખાણી પરિવારમાં સત્સંગનો અનેરો રંગ ચડ્યો. જાગા પટેલના દીકરા શંભુભાઈ પણ ખૂબ જ સારા ભક્ત થયા.

શંભુભાઈના દીકરા ગોવિંદભાઈ તો ગાયકવાડ સરકારમાં ખૂબ જ માનીતા હતા. ગાયકવાડી ધારાસભાના સભ્ય તરીકે તેઓ પસંદગી પામેલા હતા.

ગાયકવાડ સરકારે એમને તરવડા ગામના મુખી નીમ્યા હતા. અમરેલીના આ સમસ્ત વિસ્તારમાં એમની નામના હતી.

આ બધું જ સ્વામી બાલમુકુંદદાસજી સ્વામીની કૃપાનું ફળ હતું.

ગોવિંદભાઈને ત્યાં કાનજીભાઈ નામના પુત્ર થયા. જેઓને લોકો 'બચુભાઈ' તરીકે પણ ઓળખતા.

રાજકોટ ગુરુકુલ હસ્તે તરવડા મંદિરનો જીર્ણોદ્ધાર થયો. વર્ષો પહેલાં બાલમુકુંદદાસજી સ્વામીની પ્રેરણાથી કાનજીબાપાના દાદા જાગા પટેલે તરવડા મંદિરનું નિર્માણકાર્ય કરાવ્યું હતું. એ જ પરંપરાને જાળવી રાખી કાનજી બાપાના પરિવારે પણ મંદિરના જીર્ણોદ્ધારમાં ખૂબ જ સેવા કરેલી. એમના સુપુત્રો રમેશભાઇ, રસિકભાઇ, ઘનશ્યામભાઇ, જયસુખભાઈ આ ચારેય ભાઈઓ પણ સત્સંગમાં સારા ઓતપ્રોત છે.

કાનજીબાપાના મોટા પુત્ર રમેશભાઈને ત્યાં ચાર ચાર દીકરીઓ હતી, પણ દીકરાની ખોટ વરતાતી હતી.

ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના આશીર્વાદથી ભગવાન શ્રીહરિએ લાખાણી પરિવારની આ ખોટ પુરી કરી.

રમેશભાઈને ત્યાં સુપુત્રનો જન્મ થયો. જેનું નામ 'હસમુખ' છે.

મહાન સંતોની કૃપા થાય તો અનેક પેઢીઓનો ઉદ્ધાર થાય છે. જાગાબાપાનો આ લાખાણી પરિવાર એનું પ્રત્યક્ષ ઉદાહરણ છે.

## ધામમાં જવું હોય તો અમે પોતે વૈદ્ય છીએ

એક વાર સ્વામી બગસરા ભાયાણી પધાર્યા હતા. સ્વામીના મંડળમાં એક નિર્મળદાસજી કરીને સંત હતા.

નિર્મળદાસજીને બરોળની વ્યાધિ હતી. તેથી દુ:ખાવો રહ્યા કરતો હતો.

નિર્મળદાસજીએ સ્વામીને વિનંતી કરી, 'સ્વામી! મને બરોળની વ્યાધિ રહે છે. કોઈ સારો વૈદ્ય હોય તો તેડાવો અને દવા કરાવો.'

નાના સાધુની વિનંતી સાંભળી સ્વામી બોલ્યા, 'સાધુરામ! વ્યાધિ મટાડવી હોય તો વૈદ્ય બોલાવીએ અને ધામમાં જવું હોય તો અમે પોતે વૈદ્ય છીએ. બોલો તમારી શું મરજી છે?'

નિર્મળદાસજી મુમુક્ષુ સંત હતા. એમણે કહ્યું, 'સ્વામી! ધામમાં મોકલી દેતા હો તો મારે બીજા વૈદ્યનું કામ નથી. મારે કાંઈ બરોળની દવા કરાવવી નથી તમેજ મારા વૈદ્ય મને ધામમાં મોકલો અને મારો ભવરોગ ટાળો.'

નાના સાધુની સમજણ ભરેલી વાત સાંભલી સ્વામી રાજી થયા અને બોલ્યા, 'તો મહારાજનું ભજન કરવા માંડો આજે સાંજે જ મહારાજ તમને તેડી જશે.'

સ્વામીના વચને નિર્મળદાસજી મૂર્તિ સંભારી ભજન કરવા લાગ્યા.

સ્વામીએ હરિભક્તોને કીધું, 'લાકડાં ભેગાં કરો, સાધુના અગ્નિસંસ્કારમાં જરુર પડશે.'

ભક્તોને આશ્ચર્ય થયું. કોઈએ કહ્યું, 'સ્વામી! આ સાધુ તો સાવ સાજા સારા છે તો આટલા બધા લાકડા મંગાવીને શું કરશો?'

સ્વામી હસીને બોલ્યા, 'ભક્તો! જો સાધુ ધામમાં જશે તો અંતિમ ક્રિયામાં કામ આવશે અને નહિ જાય તો સાધુઓને રસોઈ કરવામાં કામ લાગશે. માટે તમને લાકડાં લઈ આવવામાં વાંધો શું છે?' હરિભક્તોએ સ્વામીના વચને લાકડાં ભેગાં કર્યાં.

આમ કરતાં સાંજનો સમય થયો. નિર્મળદાસજીને શરીરે થોડો તાવ આવ્યો.

આ બાજુ સ્વામી આરતી કરતા હતા. બીજી બાજુ નિર્મળદાસજી પથારીમાં બેઠા થઈ ગયા અને અહો! અહો! કરવા લાગ્યા.

આરતી પુરી થઈ ત્યાં કોઈ સાધુએ કહ્યું, 'નિર્મળદાસજીને કાંઈક થઈ ગયું છે અને ગાંડા જેવું બોલે છે.' સ્વામીએ કહ્યું, 'તમે ચિંતા કરો મા, એમને મહારાજ તેડવા આવ્યા છે.' આમ કહી સ્વામી નિર્મળદાસજી પાસે પધાર્યા. સાધુને માથે હાથ મેલ્યો અને બોલ્યા, 'સાધુરામ! સુખેથી ધામમાં સીધાવો.' નિર્મળદાસજીએ સ્વામીને 'જય સ્વામિનારાયણ' કહી શરીર છોડ્યું.

## ઘરે જવું છે કે ધામમાં જવું છે?

એક વાર સ્વામી દેવ દીવાળીનો સમૈયો કરવા વરતાલ જઈ રહ્યા હતા.

રસ્તામાં હરિભક્તોને સુખ આપતા આપતા સ્વામી મોટા ગોખરવાળા પધાર્યા.

ગોખરવાળામાં રણછોડ નામના કણબી ભક્ત હતા. દૈવ યોગે રણછોડ ભગતનું શરીર માદું સાજું રહેતું હતું. સ્વામીનાં દર્શન કરી રણછોડ ભગતને થોડી શાંતિ થઈ. એમણે સ્વામીને કહ્યું, 'સ્વામી! મારા મનમાં વરતાલનો સમૈયો કરવાની ખૂબ જ ઈચ્છા છે પણ આ જીણી-મોટી માંદગીને લીધે ક્યાંય બહાર જવાની હિંમત હાલતી નથી.'

રણછોડ ભગતની વાત સાંભળી સ્વામીના

અંતરમાં દયા આવી. એમણે કહ્યું, 'રણછોડ! તારે ખરેખર સમૈયાનાં દર્શન કરવાં છે?'

રણછોડ ભગતે કહ્યું, 'સ્વામી! ઈચ્છા તો ઘણી થાય છે પણ માંદગી કેડો મેલતી નથી એનું શું કરવું?'

સ્વામી કહે, 'રણછોડ! તું માંદગીની ચિંતા મેલી દે અને અમારી હાર્યે હાલ. તારો શુભ મનોરથ પૂરો થશે. મહારાજ તને ઉની આંચ નહિ આવવા દ્યે'.

સ્વામીનાં વચનમાં વિશ્વાસ રાખી રણછોડ ભગત સ્વામીની સાથે ચાલ્યા.

સ્વામીએ એમને વરતાલના સમૈયા ઉપરાંત બીજા અનેક મંદિરોના દર્શન કરાવ્યાં. સ્વામી વરતાલથી નીકળી સુરત, ભરુચ, વડોદરા, અમદાવાદ, સારંગપુર, ગઢડા વગેરે પવિત્ર તીર્થસ્થળોનાં દર્શન કરતા કરતા મોટા આંકડીયા પધાર્યા.

જુના જમાનાની આ હાડમારીભરી મુસાફરીમાં માંદા રણછોડ ભગત હેમ ખેમ રહ્યા.

આંકડીયા આવ્યા બાદ રણછોડ ભગતે હાથ જોડીને સ્વામીને કહ્યું, 'સ્વામી! આપની દયાથી મેં ધારી નો'તી એવી જાત્રા થઈ. આપના પ્રતાપથી મારી માંદગી ક્યાંય આડી ન આવી અને હેમખેમ આટલે પહોંચાયું. હવે જો તમે રજા આપો તો ગોખરવાળા ઘરે જવાનો વિચાર છે.'

સ્વામીએ રણછોડ તરફ મીટ માંડતાં કહ્યું, 'એલા રણછોડ! આવા સાધુને મુકીને તને ઘેર જવાનું મન કેમ થાય છે?'

રણછોડ ભગતે દીન ભાવે કહ્યું, 'સ્વામી! ખરેખર આપ જેવા સંતને છોડીને ઘેર જવાનું મન થતું નથી પરંતુ મનમાં એક એવો સંકોચ થયા કરે છે કે આટલા બધા દિવસ સાધુ પાસે સેવા કરાવી, હવે વધારે સેવા ન કરાવાય. હવે આપણો દેશ આવી ગયો છે એટલે રજા આપો તો ધીરે ધીરે ઘેર પહોંચી જઈશ.'

સ્વામીના અંતરમાં આ મુમુક્ષુનું આત્યંતિક કલ્યાણ કરવાની મોજ ચડી અને પ્રશ્ન કર્યો, 'એલા રણછોડ! ઘેર જેવું છે કે ધામમાં જવું છે?'

બીજા કોઈને આવો અચાનક પ્રશ્ન કરવામાં આવ્યો હોય તો હેબતાય જાય પણ આ રણછોડ ભગત સ્વામીના સમાગમ કરતા કરતા જગતનું નાશવંતપણું જાણી બેઠા હતા.

એમણે સ્વામીને કહ્યું, 'સ્વામી! જો તમે દયા કરીને મને ધામમાં મોકલી દેતા હો તો મારે ઘેરે નથી જવું.'

મહાપ્રતાપી સ્વામી બોલ્યા, 'તો રણછોડ! સ્વામિનારાયણ મહામંત્રનું ભજન કરવા માંડ. આવતી કાલે એકાદશીના દિવસે મહારાજ તને તેડી જશે પણ જોજે હોં ક્યાંય વાસના રાખતો નહિં.'

રણછોડ ભગતને સ્વામીના વચનમાં વિશ્વાસ હતો. એમણે ભજન કરવા માંડ્યું. રાત્રે શરીરમાં ટાઢીયો તાવ ચઢ્યો. શરીર તાવથી ધ્રુજવા માંડ્યું એટલે કોઈ સંતે તાપવા માટે સગડી કરી આપી.

રણછોડ ભગત સગડીએ તાપી રહ્યા હતા. વહેલી સવારનો પાંચ વાગ્યાનો સમય હતો. અચાનક અજવાળા થયાં અને રણછોડ ભગતને દિવ્ય પ્રકાશમાં શ્રીજી મહારાજનાં દર્શન થયાં.

મહારાજે કહ્યું, 'રણછોડ સ્વામીના વચને અમે ધામમાંથી તને તેડવા આવ્યા છીએ તો હાલ અમારી હાર્યે!'

રણછોડ ભગત શરીર છોડી મહારાજની સાથે ચાલતા થયા. પંરતુ માયા બડી મસ્તાની છે, ભારે જીણી અને જબરી છે, પીપળાના મૂળની પેઠે એ ક્યારે પાંગરી જાય એ કાંઈ નક્કી નથી.

ધામમાં જતાં જતાં રણછોડ ભગતને માયા આડી આવી. ભગતના મનમાં સંકલ્પ થયો કે 'મારે મારા ભાઈ ડાહ્યાને મળવું હતું અને કેટલીક ભલામણ કરવી હતી પણ ભેળું થવાયું નહિં.'

રણછોડ ભગતે જેવો આવો સંકલ્પ કર્યો કે એ જ સમયે મહારાજે એમને પાછા દેહમાં મેલી દીધા અને અદશ્ય થઈ ગયા.

રણછોડ ભગત ભારે પસ્તાયા અને સ્વામી પાસે આવી રોવા લાગ્યા અને સ્વામી બધું જ જાણતા હતા છતાં પૂછ્યું, 'એલા રણછોડીયા શા માટે રડે છે?'

રણછોડ ભગતે બધી જ વાત કહી અને રડતા

રડતા કહેવા લાગ્યા, ‘સ્વામી મારા ભાગ્ય ફૂટ્યા કે ખુદ મહારાજ તેડવા આવ્યા અને મને મારો ભાઈ યાદ આવ્યો. મહારાજ મને મેલીને ચાલ્યા ગયા.’

સ્વામીએ કહ્યું, ‘રણછોડ! એટલે તો મેં તને સાવધાન કર્યો હતો કે ક્યાંય વાસના રાખીશ નહિં.’

રણછોડ ભગતે કહ્યું, ‘સ્વામી! હું ભૂલ્યો.’

સ્વામી બોલ્યા, ‘રણછોડ! ચિંતા કરીશ નહિં. મહારાજ તો દયાળુ છે, હજુ પણ તને ધામમાં લઈ જવા તૈયાર બેઠા છે. હવે તું ધામમાં જવાની પૂરેપુરી તૈયારી કરી લે. તારા મનમાં જે જે સંકલ્પ હોય તે કહી દે.’

આમ કહી સ્વામીએ પીતાંબરભાઈને બોલાવ્યા અને કહ્યું ‘આને જે જે મનસુબા હોય તે કાગળમાં લખી લ્યો.’ સ્વામીની આજ્ઞાથી રણછોડ ભગતે પોતાના ભાઈને જે જે ભલામણ કરવાની હતી તે બધી પીતાંબરભાઈને લખાવી.

સ્વામીએ પૂછ્યું, ‘રણછોડ! હવે કાંઈ મનસુબો રહેતો નથી ને?’ રણછોડ ભક્તે કહ્યું, ‘સ્વામી! હવે કાંઇ મનસૂબો રહેતો નથી. હવે હું ધામમાં જવા તૈયાર છું.’

સ્વામી કહે, ‘જો તું તૈયાર હો તો મહારાજ પણ તૈયાર છે. આવતી કાલે બારસના રોજ સવારે મહારાજ તને તેડી જશે.’ સ્વામીએ આવું કહ્યું ત્યારે પડખે બેઠેલા હરિભક્તોએ પૂછ્યું, ‘સ્વામી! આને હમણાં તો મહારાજ પાછો મૂકી ગયા અને ફરીથી તરત તેડી જશે?’ સ્વામી કહે, ‘શ્રીહરિ કરુણાના સાગર છે. મા જેમ બાળકની ભૂલોને ગણતી નથી તે જ રીતે મહારાજ પણ ભક્તવત્સલ હોવાથી ભગતના ગુનાઓને માફ કરે છે. માટે મહારાજ અવશ્ય ફરીથી તેડવા આવશે.’ આટલું કહી સ્વામીએ રણછોડ ભગતને કહ્યું, ‘ભજન સ્મરણ કરવા માંડ અને હવે મહારાજ સિવાય બીજે ક્યાંય વૃત્તિ રાખતો નહિં.’

એકાદશીનો દિવસ હતો. સર્વ સંતો ઉપવાસી હતા. રાત્રે મોડે સુધી બધાયે ભજન કીર્તન કરતા કરતા જાગરણ કર્યું.

રાત્રે બાર વાગ્યે સ્વામીએ પીતાંબરભાઇને કહ્યું, આજે બધા સાધુ ઉપવાસી છે. માટે આવતી કાલે તમારે ત્યાં વહેલી સવારના પારણાની વ્યવસ્થા કરાવો. આ રણછોડ ભગત માંદા છે તે દેહ મુકી જશે તો આ સાધુને બીજે દિવસે પણ જમાશે નહિં. સ્વામીની આજ્ઞા પ્રમાણે પીતાંબરભાઈએ પોતાને ત્યાં પવિત્રપણે રસોઇ કરાવી. બધા જ સાધુઓને પારણા કરાવ્યાં.

જેવા પારણા પૂરા થયાં કે આ બાજુ મહારાજ રણછોડ ભગતને તેડવા આવ્યા. આ સમયે સ્વામી કૃષ્ણચરણદાસજી અને થોરડીવાળા તેજા ભગત સ્વામીની આજ્ઞાથી રણછોડ ભગતને જોવા આવ્યા.

રણછોડ ભગતે કહ્યું, ‘સ્વામી! મને તરસ લાગી છે. પાણી પાઓ.’ કૃષ્ણચરણ સ્વામીએ રણછોડ ભગતને પાણી પાયું.

રણછોડ ભગત બોલ્યા, ‘સ્વામી! મહારાજ, ગુણાતીતાનંદ સ્વામી અને મોટા મોટા સંતો મને ધામમાં તેડવા આવ્યા છે, સ્વામી બાલમુકુંદદાસજીની કૃપાથી હું મહારાજના ધામમાં જાઉં છું. સર્વને મારા જય શ્રી સ્વામિનારાયણ કહેજો.’

આટલું કહી રણછોડ ભગતે દેહ મેલી દીધો.

# મૂળશંકરની માંદગી કાઢી

મોટા આંકડીયાના ત્રિવેદી પીતાંબર રુગનાથ મહાન ભક્ત હતા. એમના હૃદયમાં સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી અને બાલમુકુંદદાસજી સ્વામી પ્રત્યે ભારે અહોભાવ અને મહિમા હતો.

બાલમુકુંદદાસજી સ્વામીનો સમાગમ કરી પોતાના અંતરમાં ભગવાન સ્વામિનારાયણની સર્વોપરિ ઉપાસના દૃઢ કરી હતી.

સ્વામીના સમાગમથી તેઓ આજ્ઞા ઉપાસનાની મૂર્તિ સમા થયા હતા. સ્વામીએ એમને બ્રહ્મરૂપ થઈને પરબ્રહ્મની ઉપાસના કરવાની અસલી રીત શીખવી હતી.

સ્વામીના વચનમાં એમને ભારે વિશ્વાસ હતો. સ્વામીની આજ્ઞા એ જ એમનું જીવન હતું.

તેઓશ્રી સ્વામીના કૃપાપાત્ર શિષ્ય હતા શરુઆતમાં તેમનો વ્યવહાર સાધારણ હતો પણ સ્વામીની કૃપાથી પાછળથી એમનો વ્યવહાર ઘણો સારો થયો હતો.

એમણે તન મન ધનથી સત્સંગની ખૂબ જ સેવા કરી હતી. સ્વામીની આજ્ઞા થાય એટલે તેઓ ગમે તેવા મહત્વના કાર્ય હોય તો પણ તે છોડીને સ્વામી પાસે હાજર થઈ જતા હતા.

પીતાંબરભાઈ વ્યવહારકાર્યમાં ખૂબ જ કુશળ હતા. નામું ઠામું સારી રીતે જાણતા હતા.

સ્વામીની આજ્ઞાથી એમણે જૂનાગઢ, ઉના, ગોંડલ વગેરે મંદિરોના વહીવટોમાં સારી સેવા બજાવી વહીવટો સુધાર્યા હતા અને મંદિરોને સમૃદ્ધ કર્યા હતા.

સંસારમાં રહેવા છતાં એમનું વર્તન સાધુઓને પણ આદર ઉપજે એવું નિર્લેપ હતું.

સમર્થ સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામી સાથે એમને અત્યંત આત્મબુદ્ધિ હતી. સ્વામીની રુચિ પ્રમાણે જ તેઓ રહેતા હતા.

એક સમયની વાત છે, એમના મોટા પુત્ર મૂળશંકર ખૂબ જ માંદા થયા. મંદવાડ એટલો વધ્યો કે દેહ ન રહે એવી સ્થિતિ થઈ.

આ સમયે સ્વામી રાજકોટ બાજુના માખાવડ ગામે બિરાજતા હતા. પીતાંબરભાઈએ સ્વામીને પત્ર લખ્યો અને બાવા ત્રિકમદાસને સ્વામી પાસે મોકલ્યા.

બાવા ત્રિકમદાસ રામાનંદી સાધુ હતા. તેઓ બાલમુકુંદદાસજી સ્વામી સાથે અમદાવાદ દર્શને ગયેલા ત્યારે નંદ પંક્તિના સંત પ્રસાદાનંદ સ્વામીએ એને સમાધિ કરાવી હતી. તેઓ એકધારા ત્રણ દિવસ સમાધિમાં રહ્યા હતા અને સર્વ અવતારો મહારાજમાંથી પ્રગટે છે અને મહારાજમાં લીન થઈ જાય છે એવો સાક્ષાત્કાર થયો હતો. સમાધિમાંથી જાગ્યા બાદ તેઓએ પ્રસાદાનંદ સ્વામી પાસે કંઠી બંધાવી શ્રીહરિના આશ્રિત થયા હતા અને એકાંતિક ભક્તરાજ થયા હતા. સ્વામિનારાયણ મહામંત્રની અખંડ માળા કર્યા કરતા હતા. તેમને કોઈ સંતાન નહોતું. બાલમુકુંદદાસજી સ્વામીના આશીર્વાદથી એમને પાંચ પુત્રો થયા હતા.

બાવા ત્રિકમદાસ પીતાંબરભાઈનો પત્ર લઈને માખાવડ આવ્યા. પત્રમાં પીતાંબરભાઈએ વિનંતી કરી હતી કે 'સ્વામી! મૂળશંકર ખૂબ જ માંદો છે. એનો દેહ રહે એમ લાગતું નથી. તો અંત સમયે છોકરાને દર્શન દેવા આપ મોટા આંકડીયા પધારો.'

સ્વામીએ પત્ર વાંચી ત્રિકમદાસને કહ્યું, 'જાઓ પીતાંબરને કહેજો ચિંતા ન કરે. મહારાજ અને ગુણાતીતાનંદ સ્વામી મૂળશંકરની રક્ષા કરશે. મૂળશંકર સાજો થશે.'

સ્વામીએ આપેલા આશીર્વાદની સાથે બાવા ત્રિકમદાસ પાછા આંકડીયા આવ્યા. આ બાજુ જોત જોતામાં મૂળશંકરનો મંદવાડ દૂર થયો. મુળશંકર સાવ સાજો થયો.

સ્વામીની દયાથી પીતાંબરભાઈના અનેક મનોરથો પૂર્ણ થયા હતા.

પીતાંબરભાઈ વ્યાજ વટાવનો ધંધો કરતા હતા. એથી એમને વારંવાર કોર્ટ કચેરીમાં જવાનું થતું.

પોતે ગામડાના માણસ હોવાથી એમને મોટા મોટા અધિકારીઓ સાથે વાત કરવાનું ફાવતું નહિં અને

ભારે સંકોચ રહેતો. એક વાર એમણે સ્વામીને પોતાની આ મુંઝવણની વાત કરી.

પીતાંબરની મુંઝવણ પારખી સ્વામી બોલ્યા, 'પીતાંબર આ બધા ગમે તેવા મોટા હોય પણ એ જગતના જીવ છે જ્યારે આપણે તો અક્ષરધામના મુક્ત છીએ. જગતના જીવ વિષયી અને પામર ગણાય. આપણે એનાથી સહેજ પણ દબાવું નહિં. હૃદયમાં મહારાજને ધારીને કોર્ટ કચેરીમાં જવું. વાત કરવી તો પણ મહારાજને સંભારીને કરવી. મહારાજ તમારી જીભ ઉપર બેસીને બોલશે.'

સ્વામીના વચને પીતાંબરભાઈનું આત્મબળ જાગૃત થયું. એમની વાણીમાં ભારે પ્રભાવ પ્રગટ્યો. પછી તો પરિસ્થિતિ એવી ઉભી થઈ કે મોટા મોટા અધિકારીઓ પણ એનાથી ડરવા અને દબાવા લાગ્યા.

પીતાંબરભાઈ કહેતા, આ બધો તો મહારાજ અને સ્વામીનો પ્રતાપ છે.

## મહારાજ એક મહિનામાં તેડી જશે

જામનગરમાં એક કડીયા હરિભક્ત હતા. એમનું નામ લાલાભાઈ હતું. લાલાભાઈને સત્સંગમાં ખૂબ જ પ્રેમ હતો. એમણે ગઢપુરમાં મંદિરનો દરવાજો ચણવામાં સારી એવી સેવા કરી હતી.

લાલાભાઈ ખાધે પીધે સુખી હતા. એમને ચાર દીકરા હતા. છોકરાઓ ઉંમર લાયક થયા ત્યારે સંતાનો પ્રત્યેના પ્રેમને લીધે લાલાભાઈએ પોતાની બધી જ સંપત્તિ છોકરાઓને વહેંચી દીધી. પોતાની મરણમૂડી માટે પણ કાંઈ ન રાખ્યું.

આખરે સ્વાર્થી સંસારનું રૂપ ઉઘાડું થયું.

લાલાભાઈ વૃદ્ધ થયા પણ ચારમાંથી એકેય દીકરો લાલાભાઈની સેવા કરવા તૈયાર નહોતો. લાલાભાઈના ત્રણ દીકરા દૂર દૂરના પ્રદેશોમાં કમાવા ગયેલા પરંતુ તેઓ લાલાભાઈનું જરાય ધ્યાન રાખતા નહોતા.

એક દીકરો જામનગરમાં જ હતો પરંતુ એ સ્વભાવે ભારે હઠીલો હતો. એ પણ લાલાભાઈની સેવા કરવા રાજી નહોતો.

ડાહ્યા માણસોએ એને સમજાવ્યો પણ છોકરો માન્યો નહીં, એણે નિર્લજ થઈને કહ્યું, 'પેલા ત્રણ બાપાનું ધ્યાન રાખતા નથી તો હું શું કામ રાખું? બાપા મારા એકલાના નથી, ચારેયના છે.

આ સાંભળીને લાલાભાઈના અંતરમાં ખૂબ જ દુઃખ થયું. એમણે ચારેય છોકરાઓને ઉછેરીને મોટા કર્યા હતા. પોતાની તમામ મૂડી છોકરાઓને વહેંચી દીધી હતી પણ ખરે સમયે છોકરાઓ કામમાં ન આવ્યા.

જગત નકરા સ્વાર્થથી ભરેલું છે. સ્વાર્થ સર્યે કોઈ કોઈનું સગું થતું નથી. સાચા સંતો અને ભગવાન જ જીવના સાચા સગા છે.

લાલાભાઈ ભારે વેદના સાથે મનની વૃત્તિ પાછી વાળી મહારાજનું ભજન કરવા લાગ્યા.

આ અરસામાં સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીનો જામનગર દેશમાં ફરવાનો વારો આવ્યો તેથી સ્વામી જામનગર પધાર્યા હતા.

લાલાભાઈને સ્વામી સાથે ખૂબ જ હેત હતું અને સ્વામીના મહા સામર્થ્યને તેઓ જાણતા હતા.

લાલાભાઈ મંદિરે આવ્યા અને સ્વામીને પગે લાગી રડી પડ્યા. ઘણા સમયથી એમના અંતરમાં ઘૂંટાતી વેદના માવતર જેવા સાધુના દર્શન કરતા આંખો દ્વારા વહેવા લાગી.

સ્વામીએ પૂછ્યું, 'લાલાભાઈ! કેમ આટલા બધા કોચવાવ છો?'

લાલાભાઈએ સ્વામીને પોતાની બધી જ પરિસ્થિતિ કીધી અને કહ્યું, 'સ્વામી! મેં જગતને જોઈ લીધું, મને હવે ધામમાં મોકલી દો.'

કરુણામૂર્તિ સ્વામી બોલ્યા, 'ભલે! લાલાભાઈ આજથી છ મહિના પછી મહારાજ તમને તેડી જશે.'

લાલાભાઈએ કહ્યું, 'સ્વામી! એ મુદત તો બહુ લાંબી કહેવાય. મને મહારાજ વહેલા તેડી જાય એવું કરો.'

સ્વામીએ કહ્યું, 'તો લાલાભાઈ! તમને ત્રણ મહિનામાં મહારાજ તેડી જશે.'

લાલાભાઈએ કહ્યું, 'સ્વામી! મારે હવે એક દિવસ પણ કાઢવો કઠણ પડે છે. તો આ ત્રણ મહિનાનો વાયદો ઘણો લાંબો કહેવાય.'

લાલાભાઈ જેવા મુમુક્ષુની વાત સાંભળી સ્વામી રાજી થયા અને બોલ્યા, 'ભલે લાલાભાઈ! તમને એક મહિનામાં મહારાજ ધામમાં તેડી જશે. મહિનો સુધી ખૂબ ભજન કરો અને ધામમાં જવાની પૂરેપુરી માનસિક તૈયારી કરી લો.'

લાલાભાઈ સ્વામીની વાતને માથે ચડાવી ભજન કરવા લાગ્યા.

બરાબર એક મહિનાને પુરો થવામાં એક દિવસ બાકી હતો અને મહારાજે દર્શન દીધા અને કહ્યું, 'લાલાભાઈ! સ્વામીના વચને અમે તમને તેડવા આવ્યા છીએ. તો હાલો અમારા ધામમાં.'

લાલાભાઈ તો સ્વામીના જોગથી તૈયાર થઈને જ બેઠા હતા. એમણે રાજી ખુશીથી શરીર છોડ્યું અને મહારાજના ધામમાં ગયા.

શ્રીહરિ ખૂબ જ દયાળુ છે. શ્રીહરિ કાંતો રોગથી, કાંતો કર્મના ભોગથી, કાંતો સત્પુરુષોના જોગથી સાચા ભક્તના અંતરમાંથી દેહ ગેહની વાસનાઓ તોડાવી નિર્વાસનિક કરી શુદ્ધ કરે છે અને ધામમાં લઈ જાય છે.

લાલાભાઈની પરિવારની ઉપાધિ વાસના નિર્મૂળ કરવામાં આશીર્વાદરુપ બની. જોગે અને ભોગે લાલાભાઈ નિર્વાસનિક થયા અને મહારાજના ધામમાં ગયા.

## મહારાજ અને મોટા સાધુ હાજરાહજુર છે

જામનગરમાં મિસ્ત્રી કડીયા જીવાભાઈ હતા. જીવાભાઈ વહેવારે સુખી હતા. શરીરે પણ ખુબ સારું હતું.

એમને ચાર દીકરા હતા. ચારેય દીકરા ભારે સમજુ હતા અને બાપાની ખૂબ સેવા કરતા હતા.

આપણે આગળ જામનગરના કડિયા લાલાભાઈનો પ્રસંગ વાંચ્યો છે. લાલાભાઈ અને જીવાભાઈ બન્ને જામનગરના હતા. બેયને ચાર ચાર દિકરા હતા છતાં બન્નેની પારિવારિક પરિસ્થિતિ તદ્દન વિપરીત હતી. લાલાભાઈને પરિવારમાં બિલકુલ પ્રતિકૂળ પરિસ્થિતિ હતી જ્યારે જીવાભાઈના પરિવારમાં ભારે અનુકુળ પરિસ્થિતિ હતી.

પ્રતિકૂળ પરિસ્થિતિમાં વાસના ટળવી સહેલી હોય છે પણ પરિસ્થિતિ બધી રીતે સાનુકૂળ હોય ત્યારે જીવને આસક્તિ ટાળવી કઠણ પડે છે.

સાચા સત્પુરુષનો જોગ થાય તો પ્રતિકુળ કે સાનુકુળ પરિસ્થિતિમાં પણ વાસના નિર્મૂળ થઈ જાય છે.

જીવાભાઈનો સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીનો જોગ હતો અને સમજણનું અંગ કેળવ્યું હતું. પરિણામે સર્વ રીતે અનુકૂળ પરિસ્થિતિમાં પણ જળમાં કમળ રહે તેમ નિર્લેપ રહેવાનો પ્રયાસ કરતા હતા.

સ્વામી જામનગરમાં

બિરાજતા હતા. જીવાભાઈએ સ્વામીને વિનંતી કરી, 'સ્વામી! મારે ઘેર પધરામણી કરો.'

સ્વામીએ જીવાભાઈની વિનંતી માન્ય રાખી એમને ઘેર પધાર્યા.

જીવાભાઈ સ્વામીનું ભાવથી પૂજન કરી પગે લાગી પાસે બેઠા. જીવાભાઈ સ્વામીના પ્રબળ પ્રતાપને જાણતા હતા એટલે મીઠા મેંણાના સૂરમાં બોલ્યા, 'સ્વામી! આ મોટા મોટા સાધુઓ અને ભગવાન ક્યાં ગયા? શું ધરતી ખાલી થઈ ગઈ?'

બાલમુકુંદદાસજી સ્વામીએ પણ હસીને કહ્યું, 'જીવાભાઈ! મહારાજ અને મોટા સાધુ ક્યાંય નથી ગયા, હાજરા હજૂર છે પણ જીવમાંથી હા પડે તો થાય! બોલો તમારે શું કામ છે?'

જીવાભાઈ બોલ્યા, 'સ્વામી! જો હાજરા હજૂર હોય તો મને ધામમાં કેમ તેડી જતા નથી?'

સ્વામી પરીક્ષા કરતા બોલ્યા, 'જીવાભાઈ! ધામમાં તો માખણમાંથી મોવાળો કાઢે એમ તેડી જાય. દુઃખ પણ ન થાય અને જરાય વાર પણ ન લાગે. પણ તમારે ધામમાં શા માટે જવું છે? તમારે રોટલાની ખોટ નથી, ચાર ચાર દીકરા છે, હથેળીમાં સાચવે છે, રંગત ઢોલીયો ઢાળી દે છે, શરીર ખૂંતી જાય એવું જાડું ગાદલું પાથરી દે છે, તો ખાઓ- પીઓ અને મજા કરો. ધામમાં જવાની શી ઉતાવળ છે?'

જીવાભાઈ કહે, 'સ્વામી! દુઃખ તો કોઈ વાતનું નથી, શરીર વૃદ્ધ થયું તોય મહારાજે હરતું ફરતું રાખ્યું છે પણ મનમાં એમ થયા કરે છે કે, માંદગીમાં શરીર પરાધીન થાય અને છોકરાઓની સેવા લેવી પડે એના કરતાં મહારાજ સાજા નરવા તેડી જાય તો સારું.'

જીવાભાઈની વાત સાંભળી સ્વામી બોલ્યા, 'જીવાભાઈ! ખરેખર તૈયાર છો, ક્યાંય વાસના નથી?'

જીવાભાઈએ કહ્યું, સ્વામી! ખરેખર તૈયાર છું. તમારી કૃપાથી હવે મહારાજ વિના ક્યાંય મન લાગતું નથી.

સ્વામી બોલ્યા, 'જો તમે તૈયાર હો તો ભજન કરવા માંડો. બૈરાં છોકરાંમાં ક્યાંય મન રાખતા નહિં. એક અઠવાડિયામાં મહારાજ તમને તેડી જશે.'

સ્વામીના વચને જીવાભાઈએ જીવને મહારાજની મૂર્તિમાં જોડી દીધો અને બરાબર એક અઠવાડીયે મહારાજ તેમને ધામમાં તેડી ગયા.

ધામમાં જવાની વાત કરવી સહેલી છે, પરંતુ ધામમાં જવા માટે તૈયાર થવું એ વાત અઘરી છે.

મોટા મોટા યોગીઓ કે જ્ઞાનીઓ પણ જ્ઞાન અને કેફની સિદ્ધિઓમાં ગોથાં ખાઈ જતા હોય છે. જ્યારે સીધા સાદા સાધારણ જીવો પણ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન સ્વામિનારાયણ અને એમના મહાપ્રતાપી સંતોની કૃપાથી કાળ, કર્મ અને માયા ઉપર વિજય મેળવી અલૌકિક અક્ષરધામને પામે છે.

## કેમ ભગત! ગંધ કાઢવા આવ્યા ?

રુગનાથપુર ગામે ગુણાતીતાનંદ સ્વામીના કૃપાપાત્ર અરજણ બાપા વેકરીયા રહેતા હતા. તેઓ ખૂબ જ સારા એકાંતિક ભક્ત હતા. એમને અંત સમયે મહારાજે દર્શન દીધાં અને કહ્યું, 'અમે તમને ધામમાં તેડી જવા આવ્યા છીએ.'

અરજણબાપાએ બધા કુટુંબીજનોને ભેગા કરીને કહ્યું, 'મને મહારાજ તેડવા આવ્યા છે અને હું ભગવાનના ધામમાં જઉં છું.' આમ કહી અરજણબાપાએ દેહ મેલ્યો.

અરજણબાપાને વિમાનમાં બેસાડી મહારાજ ચાલતા થયા. રસ્તામાં મહારાજે અરજણ ભગતની ભારે કસોટી કરી.

રુગનાથપુર પાસેના જીકીયાળી ગામે અરજણબાપાના દીકરી રહેતા હતાં. મહારાજે એમના ખેતર ઉપરથી વિમાન ચલાવ્યું. ખેતર સાવ રેઢું હતું અને ખેતરમાં પારકા ઢોર ચરતાં હતાં.

અરજણબાપાને વિમાનમાંથી આ બધું દેખાયું એટલે સંકલ્પ થયો કે 'દીકરીનું ખેતર રેઢું છે અને ધ્યાન રાખનારો કોઈ નથી.'

આ જ સમયે મહારાજ બોલ્યા, 'આપણા

વિમાનમાં આટલી બધી દુર્ગંધ ક્યાંથી આવી?'

વિમાનમાં મા જેવા દયાળુ સંત મુક્તાનંદ સ્વામી વિરાજમાન હતા. એમને બધી વાતનો અણસાર આવી ગયો હતો એટલે અરજણ ભગત ઉપર દયા કરીને સ્વામી બોલ્યા, 'મહારાજ! આ લોક જ ગંધારું છે એટલે ગંધ આવે છે. હમણા આપણે વિરજા નદીને સામે પાર પહોંચી જઈશું એટલે ગંધ નહિં આવે.'

મહારાજે કહ્યું, 'પણ સ્વામી! લોકની ગંધ, આપણા અલૌકિક વિમાનમાં પેસી જ ન શકે!'

વિમાનમાં મહારાજના હજુરી સેવક મૂળજી બ્રહ્મચારી પણ બેઠા હતા. બાળાભોળા બ્રહ્મચારી બોલ્યા, 'મહારાજ! વિમાનમાં આ તમારા ભગતની વાસના ગંધાય છે.'

મહારાજ કહે, 'વાસનાવાળાને સાથે ન લેવાય. માટે એને પાછો એના દેહમાં મુકી દઈએ.' આમ કહી મહારાજે ભગતના જીવને પાછો શરીરમાં મૂકી દીધો.

આ બાજુ અરજણ બાપાએ શરીર છોડ્યું એટલે બધાં સગાં-સંબંધીઓ ભેગા થઈ એમના શરીરને નનામીમાં બાંધી રહ્યા હતા. એવામાં શરીરમાં સળવળાટ થયો એટલે બધાને થયું, 'અરે! બાપા તો હજી જીવે છે!'

લોકોએ નનામીના બંધ ખોલ્યા ત્યાં તો અરજણબાપા બેઠા થયા.

ગામના લોકો આ આશ્ચર્યજનક ઘટના નિહાળી રહ્યા અને 'શું થયું? શું થયું?' એમ પૂછવા લાગ્યા.

અરજણબાપાના અંતરમાં ભારે પસ્તાવો થઈ રહ્યો હતો પણ એમણે કાંઈ ઉત્તર ન આપ્યો. માત્ર એટલું જ કહ્યું કે 'મહારાજે મને પાછો દેહમાં મોકલ્યો છે.'

બાપાની વાત સાંભળી લોકોને ભારે નવાઈ લાગી. અરજણબાપાને પોતાના અંતરમાં વાસનાની ગંધ રહી ગઈ તેનું ભારે દુઃખ રહેવા લાગ્યું. એમને મનમાં થયા કરતું, 'હવે તો કોઈ સમર્થ સંતની કૃપા થાય તો જ મારી આ ગંધ જાય.'

આ અરસામાં બાલમુકુંદદાસજી સ્વામી ચલાળા પાસેના બરવાળા ગામે પધાર્યા હતા. અરજણબાપાના મનમાં થયું, 'બાલમુકુંદદાસજી સ્વામી ગુણાતીતાનંદ સ્વામીના કૃપાપાત્ર અને સમર્થ સંત છે તેમનો સમાગમ કરીશ તો સ્વામી અવશ્ય મારી ગંધ કાઢશે.' આમ વિચારી અરજણબાપા સ્વામીનો સમાગમ કરવા બરવાળા આવવા તૈયાર થયા.

એમણે કુંડલાના કંદોઈ પાસે દુધમાં સેવ બનાવડાવી અને પાકના લાડુ કરાવ્યા. થાળ માટે બીજી પણ સામગ્રી તૈયાર કરી. બધી જ સામગ્રી વાંસના ટોપલામાં ગોઠવી, ટોપલો માથે લીધો. ઘીની બરણી હાથમાં લીધી અને બાપા બરવાળા તરફ રવાના થયા.

આ બાજુ સ્વામી બરવાળામાં બિરાજમાન હતા. હરિભક્તોની સભા ભરાઈને બેઠી હતી.

સ્વામી ભગવાનના આશરાનો મહિમા સમજાવી રહ્યા હતા.

સ્વામીએ કહ્યું, 'ભગવાન દયાળુ છે. પોતાના આશ્રિતના યોગક્ષેમનું વહન કરે છે. અરે કોઈ ઉંચા ડુંગરાની ટોચ ઉપર ભૂખ્યો બેઠો

ભગવાનનો દૃઢ આશરો હોય તો ડુંગરાની ટોચે લાડુનું ભોજન કરાવે! એવા ભગવાન દયાળુ છે!'

આ સભામાં એક વાણંદ બેઠો હતો. વાણંદ ભારે બોલકો અને તર્ક વિતર્કી હતો. આજે એના ગરીબ ભાઈબંધ હરિભક્તે રસોઈ આપી હતી.

કરુણામૂર્તિ સંત બાલમુકુંદદાસજી સ્વામીએ ગરીબ હરિભક્તનો દુબળો વ્યવહાર જોઈને બાજરાના રોટલા અને અડદની દાળની સારી રસોઈ કરાવી હતી. વાણંદને આ વાતની ખબર હતી.

સ્વામીની ડુંગરની ટોચે લાડુ જમાડવાની વાત સાંભળી બટક બોલો વાણંદ બોલ્યો, 'સ્વામી! જો તમારા ભગવાન આજે તમને લાડુ જમાડે તો હું તમારી વાત સાચી માનું!'

બપોરનો સમય થઈ ચૂક્યો હતો. નવી રસોઈ થાય એમ નહોતી. વાણંદની ગણતરી પાકી હતી!

સ્વામી કહે, 'માળા! લાડુ લાડુ શું કરે છે? ભગવાન તો અક્ષરધામનું અમૃત પીવડાવે એવા છે!'

સ્વામીની આ વાત પૂરી થઈ ન થઈ ત્યાં મંદિરની ખડકીયે રુગનાથપુરના અરજણબાપા માથે થાળની સામગ્રીનો ટોપલો લઈને આવી પહોંચ્યા.

અરજણબાપાએ મંદિરની ખડકીમાંથી જેવો ફળીયામાં પગ મૂક્યો કે તુરત જ અરજણ ભગતને આવકારતા સ્વામી બોલ્યા, ' કેમ ભગત! ગંધ કાઢવા આવ્યા?'

અરજણબાપાના આશ્ચર્યનો પાર ન રહ્યો. અરજણબાપા થોડીવાર ફળીયામાં જ થંભી ગયા. એના મનમાં થયું 'અરે! સ્વામી તો મારા અંતરની વાત અગાઉથી જ જાણી ગયા!'

અરજણબાપાએ કહ્યું, 'હા માબાપ! ગંધ કાઢવા જ આવ્યો છું.'

સ્વામી હસ્યા અને બોલ્યા, 'ભલે આવો આવો હવે તમારામાં રંચ માત્ર ગંધ નહિં રહે.'

સભામાં ઘણા માણસો બેઠા હતા. એમાંથી કોઈ સ્વામી અને અરજણબાપાના સંવાદને સમજી ન શક્યા. બધા બાઘાની જેમ સાંભળતા રહ્યા.

આ બાજુ અરજણબાપા મંદિરમાં આવ્યા, થાળનો ટોપલો ઠાકોરજીના સિંહાસન પાસે નીચે મૂક્યો. ઠાકોરજીને દંડવત કર્યા. સ્વામીને પગે લાગી પાસે બેઠા અને બોલ્યા, 'સ્વામી! બપોરનો સમય થવા આવ્યો છે, થાળનું ટાણું છે આ ટોપલામાં દૂધમાંથી બનાવેલી સેવ અને પાકના લાડુ છે. સેવ કાલે કરજો પણ પાકના લાડુ આજે જ થાળમાં ધરાવો એવી મારી વિનંતી છે.'

અરજણ ભગતની વાત સાંભળી સ્વામીએ સેવક સાધુને થાળમાં લાડુ ધરાવવાની આજ્ઞા કરી અને સૂચક નજરે વાણંદ સામે જોયું.

વાણંદ તો આ બધું જોઈ આભો જ બની ગયો અને એકદમ ઉભો થયો અને સ્વામીને પગે લાગી બોલ્યો, 'મા બાપ! તમે સાચા અને તમારા ભગવાન પણ સાચા. હવે મને કંઠી બાંધો.'

સ્વામી હસીને બોલ્યા, 'કંઠી તો બાંધશું પણ સાંભળી લે, લાડવાની લાલચે થયેલો સત્સંગ લાંબો ન ટકે. માટે નિયમ રાખ કે રોજ મંદિરે આવવું.'

વાણંદે કહ્યું, 'હા સ્વામી! હું એમ જ કરીશ પણ તમે મારું કલ્યાણ કરજો.' સ્વામી કહે, 'તું તૈયાર હો તો અમે કલ્યાણ કરવા તૈયાર જ બેઠા છીએ.'

આ બાજુ અરજણબાપા સ્વામીની સાથે રહી સમાગમ કરવા લાગ્યા.

સ્વામીએ કથાવાર્તા કરીને અરજણ બાપાને પ્રકૃતિ અને પ્રકૃતિનો જ્ઞાન પ્રલય કરાવ્યો. પરિણામે એમના અંતરમાંથી વાસનાની ગંધ નિર્મૂળ થઈ ગઈ.

સ્વામીએ જોયું કે હવે બાપાનું અંતર ચોખ્ખું થઈ ગયું છે એટલે સ્વામી બોલ્યા, 'કેમ બાપા! ધામમાં જવાની તૈયારી કરી લીધી?'

અરજણ બાપા બોલ્યા, 'હા સ્વામી! આપની દયાથી હવે તૈયારી પૂરી થઈ ગઈ.'

સ્વામી કહે, 'બાપા! હવે ખેતર ખોઈડા આડા નહી આવે ને?' બાપા કહે, 'સ્વામી! એકવાર ભૂલ્યો, હવે બીજી વાર નહિં ભૂલું.'

સ્વામી કહે, 'તો હવે તમે રુગનાથપુર પાછા જાવ અને એક અઠવાડિયામાં શ્રીજી મહારાજ તમને ધામમાં તેડી જશે.'

અરજણબાપા પાછા રુગનાથપુર આવ્યા.

એમણે સગાં સંબંધીઓને ભેગા કર્યા અને પોતે દેહમાં કેમ પાછા આવ્યા એ બધી ઘટનાનું રહસ્ય જાહેર કર્યું અને કહ્યુ, 'જુવો જીવને વાસના ટળવી કઠણ છે. વાસના તો વજસાર જેવી છે. હું ગુણાતીતાનંદ સ્વામીનો કૃપાપાત્ર હતો છતા મારામાં વાસનાની ગંધ રહી ગઈ. ગુણાતીતાનંદ સ્વામીના મહાન શિષ્ય બાલમુકુંદદાસજીએ મારી ગંધ કાઢી મને ચોખ્ખો કર્યો. હવે મને અઠવાડિયામાં મહારાજ ફરીથી ધામમાં તેડી જશે. તમે બધા પણ સાવધાન રેજો. મોટા સંતોનો સમાગમ કરજો અને વાસનાની ગંધ કાઢવા મથતા રહેજો તો મહારાજ તમને પણ ધામમાં તેડી જશે.'

ગામના ભકતો અરજણબાપાની વાત સાંભળીને આશ્ચર્યમાં ગરકાવ થયા.

આ બાજુ અઠવાડીયાની મુદત પુરી થઈ. સ્વામીના વચને શ્રીજી મહારાજ અજરણ બાપાને ધામમાં તેડી ગયા.

## મહારાજ તો તૈયાર છે, આપણી તૈયારી જોઇએ

રાજકોટમાં દેવકૃષ્ણ વ્યાસ નામે ખૂબ સારા હરિભક્ત હતા. તેઓ નિયમિત રીતે મૂર્તિને સંભારીને ભજન સ્મરણ કરતા હતા.

દેવકૃષ્ણભાઈ ભજનમાં બેસે ત્યારે ક્યારેક ક્યારેક એમના હૃદયમાં વિષય વાસનાના સાચા-ખોટા ઘાટ થયા કરતા. આ ઘાટને લીધે દેવકૃષ્ણભાઈના અંતરમાં બળતરા રહેતી અને મહારાજને પ્રાર્થના કર્યા કરતા હતા.

એવામાં એક વખત સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામી રાજકોટ પધાર્યા.

દેવકૃષ્ણભાઈને સ્વામીમાં ખૂબ જ હેત હતું અને નિયમિત સ્વામીનો સમાગમ કરતા.

એક દિવસ દેવકૃષ્ણભાઈએ સ્વામીને હાથ જોડીને કહ્યું, 'સ્વામી! આપ સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીના કૃપાપાત્ર અને મહાપ્રતાપી સંત છો. તમે મારા પર દયા કરો કે જેથી મારી બધી જ વાસનાઓ નિવૃત્ત થઈ જાય અને મહારાજ મને ધામમાં તેડી જાય.'

સ્વામી બોલ્યા, 'દેવકૃષ્ણભાઈ! મહારાજ તો તૈયાર છે. હવે તો આપણી તૈયારી જોઇએ. આપણે નિર્વાસનિક હોઇએ તો મહારાજ અવશ્ય ધામમાં તેડી જાય.'

દેવકૃષ્ણભાઈએ કહ્યું, 'સ્વામી! મને વાસના નિવૃત્તિનો ઉપાય બતાવો.'

સ્વામીએ કહ્યું, 'અમે તો બતાવીએ પણ તમારાથી થશે?'

દેવકૃષ્ણભાઈએ કહ્યું, 'સ્વામી! આપ જેમ કહેશો તેમ કરીશ.' સ્વામીએ કહ્યું, 'તો સાંભળો! વાસનાની નિવૃત્તિ માટે સેવા જેવું કોઈ સાધન નથી. તમે છ મહિના સુધી નિયમિત રીતે આ મંદિર વાળો અને બને તો ફળિયું પણ વાળો. છ મહિને મહારાજ તમને ધામમાં તેડી જશે.'

દેવકૃષ્ણભાઈને સ્વામીના વચનમાં વિશ્વાસ હતો અને મોક્ષનો પણ એટલો જ ખપ હતો. એમણે નિયમિત રીતે મંદિર અને ફળીયું વાળવાનું શરૂ કર્યું. એટલું જ નહિ, પોતે બ્રાહ્મણ હોવા છતાંય બ્રાહ્મણપણાનું અભિમાન છોડી દર્શને આવનારા હરિભક્તોનાં જોડા પણ સાફ કરવા લાગ્યા અને એક બાજુ સરખી રીતે મૂકવા લાગ્યા.

જેમ જેમ મંદિર વળાતું ગયું તેમ તેમ દેવકૃષ્ણભાઈના કારણ શરીરમાંથી વાસના પણ વળાતી ગઈ.

કારણ શરીરની વાસના વજસાર જેવી છે. મોટા મોટા જોગીઓ જોગ સાધના કરે તો પણ એ છૂટતી નથી. બદરિકાશ્રમના મુક્તો વાસના ટાળવા માટે તપ કરે છે. શ્વેતદીપના મુક્તો પોતાના અવ્યક્ત રાગને ટાળવા નિરાહાર રહીને કઠિન તપશ્ચર્યા કરે છે.

વાસના નિર્મૂળ કરવી એ ઘણી કઠણ વાત છે. પરંતુ પ્રગટ પુરુષોત્તમનારાયણના મહાપ્રતાપી સંત બાલમુકુંદદાસજી સ્વામીના વચને સાધારણ જેવી જણાતી સાવરણીની સેવાથી દેવકૃષ્ણભાઈની વાસના

# સદ્‌ગુરુ વંદના મહોત્સવ ઉપક્રમે શ્રીમદ્‌ સત્સંગિજીવન કથા પારાયણ, ગુંદાસરા

મહોત્સવ ઉપક્રમે યોજાયેલ અખંડ ધૂનની પૂર્ણાહુતી

કથા પ્રારંભે પોથીયાત્રામાં જોડાયેલા ભક્તજનો

પોથી સાથે મંચ ઉપર પધારતા સંતો તથા યજમાનો

દીપ પ્રાગટ્ય કરી મહોત્સવનો પ્રારંભ કરતા સદ્‌ગુરુ સંતો

મહોત્સવ ઉદ્‌ઘાટન નૃત્ય રજુ કરતા વિદ્યાર્થીઓ

વક્તાશ્રીને વધાવતા પૂજ્ય પુરાણી સ્વામી

# પૂજ્યપાદ જોગીસ્વામીના ૧૦૮ માં જન્મદિન પ્રસં

## આયોજક :- શ્રી સ્વામિનારાયણ ગુ

ગુંદાસરા ગામના પ્રવેશ દ્વારનું ઉદ્‌ઘાટન

પૂ. રાકેશપ્રસાદજી મહારાજ તથા પૂ. કૃષ્ણમણીજી મહારાજ (આચાર્યશ્રી પ્રણામી સંપ્રદાય)ની મહોત્સવમાં પધરામણી

વક્તાશ્રીનું પૂજન કર

મહોત્સવમાં કથા શ્રવણ કરતા ભક્તજનો

મહોત્સવના વિશાળ સ્ટેજ ઉપર વિરાજમાન અ

ઠાકોરજીની પાલખીને સ્ટેજ ઉપર પધરાવતા સંતો

પૂજ્યપાદ જોગીસ્વામીનું પૂજન કરતા સંતો

પૂજ્ય જોગીસ્વામીનું પૂજન કર

# ગે શ્રીમદ્ સત્સંગિજીવન કથા પારાયણ, ગુંદાસરા

## ુરુકુલ પરિવાર ગુંદાસરા તથા પારડી

તા બન્ને આચાર્યશ્રીઓ

શુભાશીર્વાદ પાઠવતા પૂજ્ય રાકેશપ્રસાદજી મહારાજ

મંગલ પ્રવચન કરતા દેવપ્રસાદજી મહારાજ-જામનગર

ાચાર્યશ્રીઓ, વક્તાશ્રી, સંતો તથા મહાનુભાવો

મહોત્સવ દરમિયાન સમૂહ આરતીનું નયનરમ્ય દ્રશ્ય

તા ગુંદાસરા તથા પારડીના ભક્તો

પૂજ્ય વક્તાશ્રીનું પુજન કરતા ભક્તજનો

મહાવિષ્ણુયાગની પૂર્ણાહુતી કરાવતા મહારાજશ્રી તથા સંતો

# સદ્‌ગુરુ વંદના મહોત્સવ ઉપક્રમે શ્રીમદ્ સત્સંગિજીવન કથા પારાયણ, ગુંદાસરા

મંગલ ઉદ્‌બોધન કરતા પૂ. ઘનશ્યામપ્રકાશદાસજી સ્વામી (વડતાલ)

મંગલ પ્રવચન કરતા પૂ. અક્ષરપ્રકાશદાસજી સ્વામી (સ્વા.મં.ભૂજ)

રાજકોટ મંદિરના દેવોનો અભિષેક કરતા પૂજ્ય સંતો

મહોત્સવના યજમાનોને આશીર્વાદ આપતા મહારાજશ્રી

મહોત્સવના યજમાનોને આશીર્વાદ આપતા પૂજ્ય વક્તાશ્રી

મહોત્સવના યજમાનોને આશીર્વાદ આપતા પૂજ્ય વક્તાશ્રી

નિર્મૂળ થઈ ગઈ. મંદિર વાળવાની સેવા એમના માટે 'શ્રેષ્ઠ સેવા યોગ' સાબિત થઈ. યોગ શાસ્ત્રમાં જાત જાતનાં યોગ છે પણ 'સેવા યોગ'ને તોલે આવે એવો એકેય યોગ નથી.

આવા સમયમાં એક અલૌકિક ઘટના બની. રાજકોટમાં કડીયા વાલાભાઈ નામના હરિભક્ત હતા. તેઓ પણ ખૂબ જ સારા ભક્ત હતા.

વાલાભાઈનો અંત સમય આવ્યો. ભગવાન શ્રીહરિએ વાલાભાઈને દર્શન દીધા અને કહ્યું, 'વાલાભાઈ! હાલો અમે તમને ધામમાં તેડી જવા આવ્યા છીએ.'

મહારાજના દર્શનથી વાલાભાઈના અંતરમાં અત્યંત આનંદ થયો.

વાલાભાઈ ધામમાં જવા તૈયાર જ હતા પણ અચાનક માયાએ વિઘન પેદા કર્યુ. વાલાભાઈની બાજુમાં એમનો દત્તકપુત્ર રાઘવ ઉભો હતો.

વાલાભાઈએ કહ્યું, ' એલા રાઘવ! જો મહારાજ મને તેડવા આવ્યા છે અને હું ધામમાં જાઉં છું.'

રાઘવ બોલ્યો, 'પણ બાપા હમણાં જ મારા લગ્ન લેવાયા છે. જાન લઈને જામનગર જવું છે અને મને પરણાવ્યા સિવાય તમે અધવચ્ચેથી ધામમાં ઉપડી જાવ એ કેમ ચાલે માટે મારા વતી મહારાજને વિનંતી કરો કે મારા લગ્ન થઈ જાય પછી તમને ધામમાં તેડી જાય.'

વાલાભાઈએ મહારાજને કહ્યું, 'મહારાજ! મારે ધામમાં આવવું છે પણ આ રાઘવ રોકે છે. એની ઈચ્છા છે કે એના લગ્ન થઈ જાય પછી મને તેડવા આવો.'

મહારાજ હસ્યા અને બોલ્યા, 'તો ભલે તમે તમારા રાઘવને લાડે કોડે પરણાવો પછી તમને તેડી જઈશું.'

આટલું કહી મહારાજ ત્યાંથી અદશ્ય થઈ દિવ્યરૂપે મંદિર તરફ ચાલ્યા.

એ જ સમયે દેવકૃષ્ણભાઈ મંદિરમાં દર્શન કરી મંદિર વાળી ઘર તરફ જઈ રહ્યા હતા.

મહારાજે એમને દર્શન દીધાં અને કહ્યું, 'દેવકૃષ્ણભાઈ! અમે વાલાભાઈને તેડવા ગયા હતા પણ એને એના દીકરાના લગ્ન આડા આવ્યા તેથી હમણાં દેહમાં રાખ્યા છે હવે જો એના બદલે તમે તૈયાર હો તો અમે તમને ધામમાં તેડી જઈએ.'

દેવકૃષ્ણભાઈએ કહ્યું, 'મહારાજ! તમે બહુ દયા કરી. બાલમુકુંદદાસજી સ્વામીએ આપેલું વરદાન તમે સત્ય કર્યું. હું તો ધામમાં આવવા માટે તૈયાર જ બેઠો છું.'

આમ મહારાજ  સાથે વાતો કરતા કરતા દેવકૃષ્ણાઈ ઘરે આવ્યા.

મહારાજ દેવકૃષ્ણભાઈને ધામમાં તેડી જવા માટે તૈયાર ઉભા હતા. દેવકૃષ્ણભાઈના દીકરાના વહુ બાજુમાં ઉભા હતા.

દેવકૃષ્ણભાઈએ કહ્યું, 'વહુ બેટા! મહારાજ મને તેડવા આવ્યા છે અને હું ધામમાં જઉ છું.'

પુત્રવધુ બોલ્યા, 'ભલે બાપા!, મહારાજ તેડવા આવે ઈતો આપણા મોટા ભાગ્ય કહેવાય! આપ સુખેથી ધામમાં સીધાવો.'

પુત્રવધુ સાથે વાત કરતા કરતા દેવકૃષ્ણભાઈને પોતાનો દીકરો યાદ આવ્યો. મનમાં થયું 'દીકરો વડોદરા ગયો છે, હું ધામમાં જાઉ છું. મારાથી દીકરાને મળી ન શકાયું.'

એમણે પોતાના પુત્રવધુને કહ્યું, 'મહારાજ તેડવા આવ્યા છે પણ દીકરો ભેગો થયો નહીં.'

દેવકૃષ્ણભાઈનાં પુત્રવધુ ખૂબ જ સમજુ હરિભક્ત હતાં. એમણે કહ્યું, 'બાપા! મહારાજ જેવા મહારાજ ધામમાં તેડવા આવ્યા હોય અને તમે દીકરો દીકરો શું કરો છો! અનંત અક્ષરમુક્તોની પંકિતમાં ભળવાનો મંગળ અવસર છે ત્યારે દીકરાને ભેગું થવાનું શું કામ છે? માટે છોડો બધી માયા અને સુખેથી ધામમાં સીધાવો.'

દિવ્ય સ્વરૂપે ઉભેલા મહારાજ મંદ મંદ હસતા હસતા આ સંવાદ સાંભળી રહ્યા હતા અને આકાશથીયે ઝીણી વાસનાનું જોર નિહાળી રહ્યા હતા.

પુત્રવધુના વેણે દેવકૃષ્ણભાઈ સાવધ થઈ ગયા. એની રહી સહી વાસના પણ નિર્મૂળ થઈ ગઈ. એમણે મહારાજ સામે હાથ જોડ્યા અને કહ્યું, 'મહારાજ! માફ

કરજો. હું ભૂલ્યો. નો' તુ સંભારવું ઇ સંભાર્યું. હવે હું ધામમાં આવવા તૈયાર છું.'

મહારાજ કહે, 'ભગત! તમે તો હમણાં તૈયાર થયા. અમે તો ક્યારનાય તૈયાર થઈને ઉભા છીએ અને તમે તૈયાર થાવ એની રાહ જોઈએ છીએ.'

દેવકૃષ્ણભાઈએ પુત્રવધુનો 'જય સ્વામિનારાયણ' કહ્યા અને દેહ છોડી મહારાજની સાથે ધામમાં સીધાવ્યા. શ્રીહરિએ સ્વામીનાં વચન સત્ય કર્યાં.

કરોડે કરોડ સાધના કરવા છતાં જે પ્રાપ્તિ ન થાય એવી દુર્લભ પ્રાપ્તિ સ્વામીના વચને સેવા કરવાથી સુલભ થઈ.

કોઈ આખી જીંદગી મંદિર વાળે તોપણ આવી પ્રાપ્તિ થાય કે ન થાય. માત્ર છ મહિનામાં દેવકૃષ્ણભાઈને જે નિર્વાસનિકપણુ પ્રગટ્યુ અને મહારાજ તેડવા આવ્યા, એ તો માત્ર અને માત્ર સદ્‌ગુરુની કૃપા અને એમના વચનમાં વિશ્વાસનું જ પરિણામ છે. મહારાજે કોલ દીધો છે,

**મારા જનને અંતકાળે જરૂર મારે આવવું.**
**બીરૂદ મારું ન બદલે એમ સરવે જનને જણાવવું.**

પોતાના વચનને સત્ય કરવા મહારાજ અંત સમયે તેડવા પધારે પણ અક્ષરધામની વાટ ઘણી વિકટ છે એ વાટમાં વિઘ્ન ઘણાં છે.

આમાં તો ઘણીવાર વાલાભાઈ રહી જાય અને વ્યાસ તરી જાય એવી વાત છે.

સદ્‌ગુરુની સહાયતા ન હોય તો મહારાજ તેડવા આવે તો પણ રહી જાય અને સદ્‌ગુરુની સહાયતા હોય તો સહેજે સહેજે તરી જવાય

## આજે ઉપવાસ કરજો, ગાદીએ બેસવાનું છે

વિ. સં. ૧૯૬૫ ની સાલ હતી. વરતાલની ગાદીએ શ્રીલક્ષ્મીપ્રસાદજી મહારાજ બિરાજતા હતા. સંજોગવશાત તેમનું આચરણ ગાદીને લાયક ન રહ્યું.

એમના વર્તનથી સંતો, હરિભક્તોનાં અંતર દુખાયા.

મુંબઈના રાવ બહાદુર કરમશીભાઈ તથા રાવ બહાદુર ઝવેરભાઈ વગેરે મોટા મોટા હરિભક્તો અને મોટા મોટા સંતોએ સત્સંગની મહાસભા ભરી, જેમાં લક્ષ્મીપ્રસાદજી મહારાજને પદભ્રષ્ટ કરવાનો નિર્ણય લેવામાં આવ્યો.

લક્ષ્મીપ્રસાદજી મહારાજ સરળ સ્વભાવના હતા. તેઓશ્રી કોઈને કોઈ રીતે સંજોગોનો શિકાર થયા હતા. એમણે નિખાલસતા સાથે વિચારી લીધુ હતુ કે મારે હવે શ્રીજી મહારાજની ધર્મની ગાદીએ ન બેસાય.'

એમણે મહાસભાના નિર્ણયને ખેલદિલીથી વધાવી લીધો અને ગાદીનો ત્યાગ કર્યો.

વરતાલની ગાદીએ કોને બેસાડવા? એ અંગે સત્સંગની મહાસભામાં ખૂબજ વિચાર વિમર્શ કરવામાં આવ્યો. બધાની પસંદગી ધર્મકુળના પાંડે શ્રીપતિપ્રસાદજી ઉપર ઉતરતી હતી, એટલે છપૈયાથી પાંડે શ્રીપતિપ્રસાદજી મહારાજને બોલાવવામાં આવ્યા હતા.

શ્રીપતિપ્રસાદજી મહારાજ વરતાલમાં આવ્યા એને કેટલાક દિવસો પસાર થઈ ગયા હતા પરંતુ ગાદીના અભિષેકનો નિર્ણય થઈ શક્યો નહોતો.

આ સમય દરમિયાન બાલમુકુંદદાસજી સ્વામીને પણ વરતાલ બોલાવવામાં આવ્યા હતા. પુરાણી ગોપીનાથદાસજી વગેરે સંતોને સાથે લઈને સ્વામી વરતાલ પધાર્યા હતા.

શ્રીપતિપ્રસાદજી મહારાજ દરરોજ બાલમુકુંદ સ્વામી પાસે આવતા, બેસતા અને સમાગમ કરતા.

એક દિવસ સ્વામી બાલમુકુંદદાસજીએ કહ્યું, 'મહારાજશ્રી! આજે તમે ઉપવાસ કરજો. તમારે ગાદીએ બેસવાનું છે.'

શ્રીપતિપ્રસાદજી મહારાજ બોલ્યા, 'સ્વામી! ગાદીએ બેસવાનો નિર્ણય હજુ થયો નથી તો ઉપવાસ કરીને શું કરું?'

સ્વામીએ મર્મમાં કહ્યું, 'હરિકૃષ્ણ મહારાજની ઈચ્છા આપને ગાદી આપવાની છે માટે અમારે વચને ઉપવાસ કરજો.' શ્રીપતિપ્રસાદજી મહારાજે કહ્યું, 'ભલે સ્વામી! આપ કહેશો તેમ કરીશ.'

આ બાજુ મુબંઇના રાવ બહાદુર શેઠ કરમશી દામજી, સુરતના જસ્ટીસ મધુભાઇ નરસીદાસ, ભરૂચના મહાશંકર કૃપાશંકર, આણંદના દવે કૃષ્ણરામ, નડીયાદના રાવ બહાદુર ઝવેરલાલ, ઠાસરાના દિવાન પ્રેમચંદભાઇ, વરતાલના સદ્‌ગુરુ યોગેશ્વરદાસજી, ગઢપુરના બ્રહ્મચારી મુનીશ્વરાનંદજી, વરતાલના આગેવાન પાર્ષદ કોઠારી ગોરધન ભગત વગેરે સર્વે આગેવાન સંતો અને હરિભક્તો એકાંતમાં બેસીને વિચાર કરી રહ્યા હતા એ સમયે રાવબહાદુર ઝવેરભાઈએ કહ્યું, 'મને એમ લાગે છે કે આપણે બધા મધ્યસ્થી તરીકે સ્વામી બાલમુકુંદદાસજીને રાખીએ અને સ્વામી કહે તેમ બધાએ કરવું.'

સભામાં બેઠેલા સર્વેએ ઝવેરભાઈની વાતમાં સૂર પુરાવ્યો અને સંમતિ આપી અને બધાએ સર્વાનુમતે બાલમુકુંદદાસજી સ્વામીને કહ્યું, 'સ્વામી! તમે જે નિર્ણય આપો એ પ્રમાણે કરવાનું અમે સર્વેએ નક્કી કર્યું છે.' સ્વામીએ કહ્યું, 'ગઇ કાલે મંગળા આરતી પહેલાં અમને હરિકૃષ્ણ મહારાજે દર્શન દઇને કહ્યું છે કે અમારું નામ લઇ સર્વ આગેવાન સંતો ભક્તોને કહેજો કે 'અમારી ગાદીએ શ્રીપતિપ્રસાદજી મહારાજને બેસારવા, એમાં અમે રાજી છીએ.'

સ્વામીની વાત સાંભળી મહાસભાના સર્વે આગેવાન સંતો, બ્રહ્મચારીઓ અને હરિભક્તો બોલ્યા, 'સ્વામી કહે છે એ વાત અમને સર્વેને મંજૂર છે.'

વરતાલની ગાદી અંગે આવી કટોકટીની પળે બાલમુકુંદદાસજી સ્વામીનું વચન વરતાલના સમસ્ત આગેવાનોએ સ્વીકાર્યું.

વર્ષો પહેલાં ગુણાતીતાનંદ સ્વામીએ કહ્યું હતું, કે 'સાધુરામ! વરતાલના સહુ મોટા મોટા સંતો હરિભક્તો તમારા વેણને માનશે.' ગુણાતીતાનંદ સ્વામીના વચન આજે સત્ય થઈ રહ્યા હતાં.

મીટીંગના અંતે પ્રસ્તાવ મૂકાયો કે 'શ્રીપતિપ્રસાદજી મહારાજને આવતી કાલ ઉપવાસ કરાવવો અને આવતી કાલે ગાદીએ બેસાડવા.'

સ્વામી બોલ્યા, 'શ્રીપતિપ્રસાદજી મહારાજે અમારા વચને આજે ઉપવાસ કરેલો જ છે માટે આજે જ ગાદીએ બેસાડી દેવા જોઇએ. કાલ કોણે દીઠી છે! આ શુભ કાર્યમાં ઘણો વિલંબ થયો છે હવે વધારે વિલંબ ન કરાય.' ફરીથી સર્વેએ સ્વામીની વાતને વધાવી લીધી.

શ્રીપતિપ્રસાદજી મહારાજને ગાદીએ બેસાડવાનો વિધિ શરુ થયો એ પહેલાં શ્રીપતિપ્રસાદજી મહારાજ સ્વામી પાસે પધાર્યા અને સ્વામીને કહ્યું, 'સ્વામી! વિહારીલાલજી મહારાજને ગુણાતીતાનંદ સ્વામીએ વર્તમાન ધરાવ્યા હતા અને કંઠી બાંધી હતી.

કીર્તન કૌસ્તુભ માળામાં વિહારીલાલજી

મહારાજ સ્વયં કહે છે

'અક્ષરમૂર્તિ ગુણાતીતાનંદ સ્વામી, તેણે આપ્યા વર્તમાન

પોતે પાળીને પછી પળાવ્યું, જનને દઈ ઘણું જ્ઞાન રે...આવોજી અવતારી.'

'સ્વામી! તમે ગુણાતીતાનંદ સ્વામીના શિષ્ય છો માટે તમે મને કંઠી બાંધો.' સ્વામીએ કહ્યું, 'બાપજી! આપે તો નાનપણથી જ કંઠી બાંધી વર્તમાન ધરાવ્યા છે, માટે બીજીવાર વર્તમાન ધરાવવાની જરુર નથી.

શ્રીપતિપ્રસાદજી મહારાજે કહ્યું, 'સ્વામી! નાનપણમાં મેં ભલે વર્તમાન ધરાવ્યા હોય પણ ગાદીએ બેસતાં પહેલાં આપ જ મને વર્તમાન ધરાવી કંઠી બાંધી મારા ગુરુ બનો એવી મારા અંતરની ઈચ્છા છે.'

બાલમુકુંદદાસજી સ્વામીએ શ્રીપતિપ્રસાદજી મહારાજને વર્તમાન ધરાવી કંઠી પહેરાવી. ત્યાર પછી મહારાજશ્રી જ્યાં વેદવિધિ થતી હતી ત્યાં પધાર્યા.

વિ. સં. ૧૯૬૫ વૈશાખ સુદી સાતમનો દિવસ હતો. સંતો હરિભક્તોની વિશાળ હાજરી હતી. ભારે ધામધૂમ પૂર્વક શ્રીપતિપ્રસાદજી મહારાજનો ગાદી અભિષેક થયો.

## મહારાજ તો કલ્પવૃક્ષ છે

વિક્રમ સંવત્ ૧૯૬૯ની સાલ હતી. ઝાલાવાડના મૂળી પાસેના વણા ગામના દરબાર બનેસિંહજી મોતીભાઈ રાણા સ્વામીનો સમાગમ કરવા માટે જેતપુર આવ્યા હતા.

બનેસિંહજી જેતપુરમાં એક મહિનો રોકાયા. સ્વામી તેમની પાસે વચનામૃત વંચાવતા અને વચનામૃતના રહસ્યો સમજાવતા.

સ્વામીના સમાગમથી દરબારના અંતરમાં ભગવાન સ્વામિનારાયણની સર્વોપરિ ઉપાસના દૃઢ થઈ.

એકવાર દરબાર બનેસિંહજીએ કહ્યું, 'સ્વામી! જો આપના આશીર્વાદ ન હોત, આપનો સમાગમ કર્યો ન હોત તો મને શ્રીજી મહારાજનું જેવું છે તેવું સર્વોપરિપણું સમજાયું ન હોત અને મારી સમજણમાં ભારે ખામી રહી જાત.'

દરબારની વાત સાંભળીને સ્વામી ખૂબ રાજી થયા.

એ સમયે મંદિરમાં ઉતારાની ઘણી જ સંકડાશ હતી. દરબાર બનેસિંહજી ખૂબ જ મુમુક્ષુ અને ખપવાળા હતા. એમનું જીવન સાધુ જેવું સીધું, સાદું હતું.

દરબાર વ્યવહારે ઘણા સુખી હતા છતાં ઓસરીમાં ઉતર્યા હતા અને અગવડતા સગવડતા જોયા સિવાય ભીડો વેઠી સમાગમ કરતા હતા.

એ જમાનામાં જેતપુરના જૂના મંદિરમાં ઉતારા માટે એમણે રૂપિયા પાંચસો અર્પણ કર્યા હતા અને ઉતારા માટેની મેડી કરાવી દીધી હતી.

એમની મુમુક્ષુતા જોઈને બાલમુકુંદદાસજી સ્વામી એમના ઉપર ખૂબ રાજી હતા.

એક વાર સવારનો સમય હતો. સ્વામી સભામાં બિરાજમાન હતા ત્યારે દરબારે સ્વામીને હાથ જોડીને કહ્યું, 'સ્વામી! મારા મનમાં એક મૂંઝવણ રહે છે.'

સ્વામીએ કહ્યું, 'બોલો દરબાર! શું છે?'

દરબારે કહ્યું, 'સ્વામી! મારે ત્રણ દીકરીઓ છે. એક દીકરી મૂળીમાં આપ્યા છે, બીજી દીકરી મૈસુરમાં રહે છે અને ત્રીજી દીકરી ગોંડલમાં યુવરાજ શ્રી ભોજરાજજી સાથે પરણાવી છે.'

'જે દિકરી મૂળીમાં છે તેને મહારાજની કૃપાથી એક દીકરો છે પંરતુ બે દીકરીઓને સંતાન નથી એમાં પણ ગોંડલના યુવરાજને એમની માતા માટે બીજું ઘર કરાવવા માગે છે. જો યુવરાજ બીજું ઘર કરે તો મારી દીકરીને મોત કરતાંય વસમું લાગે. માટે કૃપા કરી આશીર્વાદ આપો કે એમને ત્યાં દીકરો થાય.'

બનેસિંહજીની વિનંતી સાંભળી સ્વામીજીએ કહ્યું, 'દરબાર! શ્રીજી મહારાજ તો કલ્પવૃક્ષ જેવા છે. તમે

સિંહાસનમાં બિરાજમાન શ્રીહરિને પગે લાગો, પ્રાર્થના કરો, મહારાજ તમારો મનોરથ પૂર્ણ કરશે.'

સ્વામીની વાત સાંભળી દરબાર બનેસિંહજી ઉભા થયા. ઠાકોરજીને પગે લાગ્યા અને ગદ્‌ગદ્ કંઠે પ્રાર્થના કરી.

સ્વામીના આશીર્વાદથી ભગવાન શ્રીહરિએ બનેસિંહજીની વિનંતી સાંભળી. બીજા વર્ષે એમના દીકરીને ત્યાં દીકરાનો જન્મ થયો. જેમનું નામ વિક્રમસિંહજી રાખવામાં આવ્યું. જે ભવિષ્યમાં ગોંડલના નરેશ થયા.

વિક્રમ સંવત્ ૧૯૭૧ના વૈશાખ માસમાં દરબાર બનેસિંહજી સ્વામીનો સમાગમ કરવા માટે ફરીથી જેતપુર આવેલા અને ૧૫ દિવસ રોકાયેલા.

આ સમયે ગાદીસ્થાન ઉપર શિખરબંધ દેરું કરવામાં આવ્યું હતું અને દેરામાં ઠાકોરજીના સિંહાસનનું કામ ચાલુ હતું.

દરબાર બનેસિંહે સિંહાસનને સોના ચાંદીથી મઢવા માટે રૂપિયા તેરસો અર્પણ કર્યા હતા.

## અમારા બધા સંકલ્પ પુરા થયા

સંપ્રદાયમાં છપૈયા શ્રીહરિનું પ્રાગટ્યસ્થાન ગણાય છે. પીપલાણા શ્રીહરિનું દીક્ષાસ્થાન ગણાય છે. જેતપુર શ્રીહરિનું ગાદીસ્થાન છે.

જેતપુરમાં રામાનંદ સ્વામી ખૂબ રહેલા છે. રામાનંદ સ્વામી અહીં ભાણા કાપડીયા અને ઉન્નડ ખુમાણને ત્યાં ઉતરતા અને એક નાના ઓરડામાં સદાવ્રત ચલાવતા.

આ જ સ્થળે રામાનંદ સ્વામીએ નીલકંઠ વર્ણીને પોતાની ગાદીએ બેસાડ્યા હતા અને ઉદ્ધવ સંપ્રદાયની ધર્મધૂરા સોંપી હતી.

આ જ પવિત્ર સ્થળે ભગવાન નીલકંઠ વર્ણીએ ગુરુદેવ પાસે બે પ્રસિદ્ધ વરદાન માગ્યાં હતાં.

સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી બાલમુકુંદદાસજી સ્વામી સાથે વારંવાર જેતપુર પધારતા અને પ્રસાદીના સ્થળોના ખૂબ જ મહિમા કહી દર્શન કરાવતા.

સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીના મનમાં આ જગ્યા સંપાદન કરી આ પવિત્ર સ્થળે સુંદર મંદિર કરાવવાનો વિચાર હતો.

સ્વામીશ્રીએ વરતાલમાં શ્રી વિહારીલાલજી મહારાજને આ અંગે વાત કરી ત્યારે મહારાજશ્રી ખૂબ રાજી થયા. એટલું જ નહિ, એમણે કહ્યું, ' સ્વામી! જો તમે એ મહાપ્રસાદીની જગ્યા સંપાદન કરી એ જગ્યાએ બેઠક કરાવો તો અમે રૂપિયા દસ હજાર સેવામાં આપીશું.'

આ પ્રસાદીની જગ્યા એ સમયે કોઈ વાણીયાના હાથમાં હતી અને જમીન અંગે ઘણી બધી તકરારો ચાલતી હતી.

આ વિવાદવાળી જગ્યાને સંપાદન કરવામાં ઘણો સમય પસાર થયો. આખરે વિક્રમ સંવત્ ૧૯૬૭ના ફાગણ વદી છઠને સોમવારના રોજ વિવાદે સહિત જમીન સંપાદન કરવામાં આવી.

બાલમુકુંદદાસજી સ્વામીની પ્રબળ સંકલ્પ શક્તિ અને શ્રીહરિની કૃપાથી આખરે તમામ વિવાદોનો અંત આવ્યો.

આ સમયે વરતાલની ગાદીએ શ્રીપતિપ્રસાદજી મહારાજ બિરાજમાન હતા.

મહારાજશ્રીની અનુમતિ લઈને સ્વામીએ ગાદીસ્થળે એક શિખરવાળું દેરું કરાવવાનો આરંભ કર્યો. આ મંદિરનું નિર્માણ કાર્ય એમણે પોતાના શિષ્ય કોઠારી સ્વામી કેશવચરણદાસજી અને પુરાણી સ્વામી ગોપીનાથદાસજીને સોંપ્યું.

દેરામાં ચિત્રપ્રતિમાનો તખ્તો પધરાવવાનો હતો. જામનગરના ચિતારા રૂપાભાઈ કચરાને સ્વામીએ પટમૂર્તિ બનાવવાનું કામ સોંપ્યું હતું.

રૂપાભાઈએ સ્વામીને કહ્યું, 'સ્વામી મારું માથું

સખત દુ:ખે છે તેથી મારાથી હમણાં મૂર્તિનું કામ થઈ શકે તેમ નથી.'

સ્વામીએ કહ્યું, 'રૂપાભાઈ! તમને માથાનો દુ:ખાવો મટી જાય તો મૂર્તિનું કામ કરી દેશો?'

રૂપાભાઈએ કહ્યું, 'હા સ્વામી! જો મારું માથું મટી જાય તો હું મૂર્તિનું કામ અવશ્ય કરી આપીશ.'

સ્વામીએ કહ્યું, 'રૂપાભાઈ! તમે મૂર્તિનું કામ શરૂ કરો, મહારાજ તમારું માથું મટાડી દેશે.'

રૂપાભાઈએ મૂર્તિનું કામ શરૂ કર્યું કે તરત જ એમના માથાનો દુ:ખાવો મટી ગયો. મૂર્તિનું કામ સમયસર તૈયાર થયું. વિક્રમ સંવત્ ૧૯૭૧ મહા વદી છઠ ને શુક્રવારે આચાર્ય શ્રી શ્રીપતિપ્રસાદજી મહારાજના હસ્તે આ મહાપ્રસાદીના પવિત્ર સ્થળે ચરણારવિંદ અને ચિત્ર પ્રતિમાની પ્રતિષ્ઠા ધામધૂમથી કરવામાં આવી.

આ સમયે ખૂબ મોટો મહોત્સવ થયો. જેતપુરની ચોરાશી કરવામાં આવી અને સેંકડો બાવા સાધુઓને ભોજન કરાવવામાં આવ્યાં.

જેતપુર ખાતે આ પ્રતિષ્ઠાનો મહોત્સવ યાદગાર બની રહ્યો.

પ્રતિષ્ઠાનો પ્રસંગ ધામધૂમથી પૂર્ણ થયા બાદ સંતો ભક્તોની સભામાં બાલમુકુંદદાસજી સ્વામીએ કહ્યું, 'હવે અમારા બધા જ સંકલ્પો પૂરા થઈ ગયા. હવે અમારો દેહ આજે પડે કે કાલે પડે, શ્રીજી મહારાજની જેમ મરજી હશે તેમ થશે. અમે જે જે મનોરથ કર્યા તે મહારાજે અને સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીએ પૂરા કર્યા છે. હવે અમારા મનમાં કોઈ મનોરથ નથી.'

સ્વામીની વાતમાં શરીર છોડવાનો સ્પષ્ટ સંકેત હતો.

જેતપુર મંદિરની પ્રતિષ્ઠા થયા બાદ બરાબર એક વર્ષે સ્વામી અગાઉથી જાહેર કરીને સ્વતંત્ર થકા ધામમાં સીધાવ્યા હતા.

## ધામમાં જવાનો સંકલ્પ

ગોપાળાનંદ સ્વામીના આશીર્વાદથી બાલમુકુંદ સ્વામીએ પંચાસી પંચાસી વર્ષ સુધી જૂનાગઢ તેમજ સમસ્ત વરતાલ દેશની ખબર રાખી. એમના સમય દરમિયાન રઘુવીરજી મહારાજથી લઈને શ્રીપ્રતિપ્રસાદજી મહારાજ સુધીના આચાર્યો થયા.

બાલમુકુંદદાસજી સ્વામીને તમામ આચાર્યો પ્રત્યે ખૂબ જ ગુરુભાવ હતો. તો સામે આચાર્યશ્રીઓ પણ બાલમુકુંદ સ્વામીનો ભરપૂર મહિમા સમજતા રહ્યા. વિહારીલાલજી મહારાજ તો સંપ્રદાયના મોટા મોટા સમૈયા ઉત્સવ પ્રસંગો સ્વામીની દેખરેખ નીચે જ કરાવતા.

સંપ્રદાયના પ્રતિષ્ઠિત હરિભક્તો જેમ કે મુબંઈના રાવબહાદુર કરમશી દામજી, ઠાસરાના દેસાઈ માધવલાલ, અમરેલીના સુબા ગોપાલભાઈ, વડોદરાના જાણીતા એડવોકેટ શાહ પ્રેમચંદભાઈ, નડિયાદના રાવ બાહદુર ઝવેરલાલ, સુરતના ન્યાયાધીશ મંછુભાઈ ચોક્સી, ઉમરેઠના નાથજીભાઈ શુક્લ વગેરે મહાન ભક્તો બાલમુકુંદદાસજી સ્વામીનો ભારે મહિમા સમજતા હતા.

એ સમયના નંદ સંતોએ સ્વામીને આશીર્વાદ આપ્યા હતા. સંપ્રદાયના અગ્રણી સંતો અને કોઠારી પાર્ષદ ગોરધન ભગત વગેરે સર્વે સ્વામીને ભારે આદર આપતા.

સોરઠ દેશના સત્સંગિઓ સ્વામીના પડ્યા બોલ ઝીલી લેતા હતા. સ્વામીના શિષ્યો પણ સ્વામીની કૃપાથી ભારે સમર્થ અને શુદ્ધ ગુણાતિત પરંપરાના વાહક હતા.

સ્વામીનાં જીવન દરમિયાન સત્સંગનો ખૂબ સારો વિકાસ થયો હતો. વિકાસની સાથોસાથ સત્સંગમાં

**સોરઠ દેશના સત્સંગિઓ સ્વામીના પડ્યા બોલ ઝીલી લેતા હતા. સ્વામીના શિષ્યો પણ સ્વામીની કૃપાથી ભારે સમર્થ અને શુદ્ધ ગુણાતિત પરંપરાના વાહક હતા.**

અનેક કપરા કાળ પણ આવ્યા હતા. ખુદ બાલમુકુંદદાસજી સ્વામીને અનેક પ્રકારની ઉપાધિનો સામનો કરવો પડેલો. પરંતુ દૃઢ મનોબળ, આગવી સૂજબુઝ અને મહારાજ અને ગુણાતીતાનંદસ્વામીની કૃપાથી સ્વામી સત્સંગની નૌકાને ઉપાધિઓના વાવાઝોડા વચ્ચેથી પસાર કરાવતા રહ્યા હતા.

સ્વામીનું શરીર હવે વૃદ્ધ થયું હતું અને પોતે હવે શરીર છોડવા માગતા હતા.

અનેક હરિભક્તો-સંતોને સંકલ્પ માત્રથી ધામમાં મોકલનાર સ્વામીએ જેતપુરમાં ગાદીસ્થળે મૂર્તિ પ્રતિષ્ઠા કર્યા બાદ હવે ખુદ ધામમાં જવાનો સંકલ્પ કર્યો. પરિણામે સ્વામીને શરીરે મંદવાડ આવ્યો.

હજારો ભક્તો સ્વામીના દર્શન માટે એકઠા થયા હતા. સ્વામીનો મંદવાડ જોઈને સર્વને થયું કે હવે સ્વામી દેહ મેલી દેશે. એટલે હરિભક્તોએ અને સંતોએ શ્રીજી મહારાજને પ્રાર્થના કરી, 'હે મહારાજ! તમે હમણાં સ્વામીને આ લોકમાં રાખો, અમારે સત્સંગમાં એમનો ખૂબ જ ખપ પડે છે.'

ભક્તોની પ્રાર્થના ભક્તવત્સલ શ્રીહરિએ સાંભળી અને સ્વામીનો મંદવાડ દૂર થયો.

સ્વામીએ હરિભક્તોને કહ્યું, 'અમે ધામમાં જવાની તૈયારી કરી જ લીધી હતી પરંતુ તમે બધાએ ખૂબ જ પ્રાર્થના કરી એટલે શ્રીહરિએ અમને હજુ એક વરસ આ લોકમાં રાખવાનો સંકલ્પ કર્યો છે. માટે હવે તમે બધા તમારે સ્થાનકે જાઓ. હવે અમે એક વરસ સુધી આ લોકમાં રહીશું.'

સ્વામીએ સંતોને કહ્યું, 'સંતો! તમે પણ હવે ગામડાં ફરવા જાઓ.'

પુરાણી સ્વામી ગોપીનાથદાસજી સ્વામીના અનન્ય શિષ્ય હતા અને સ્વામીની આજ્ઞાથી સ્વામીના જ બીજા શિષ્ય ધર્માવતાર ધર્મસ્વરુપદાસજીની સેવામાં રહ્યા હતા.

પુરાણી સ્વામી શ્રી ગોપીનાથદાસજીને પણ સ્વામીમાં હેત હતું. તેઓ સ્વામી વગર રહી શકે એમ નહોતા. સ્વામીએ ગામડે ફરવાનો આદેશ કર્યો. ત્યારે પુરાણી સ્વામી બોલ્યા, 'સ્વામી! અમને ગામડાં ફરવા મોકલી પાછળથી તમે ધામમાં ચાલ્યા નહિં જાઓ ને?' પુરાણી સ્વામીના વચનોમાં શિષ્યોનું ગુરુ પ્રત્યેનું અસાધારણ હેત નીતરતું હતું.

સ્વામી કહે, 'પુરાણી! અમે પરતંત્ર નથી, સ્વતંત્ર છીએ એટલે જ્યારે ધામમાં જવાનો સમય થશે ત્યારે તમને સૌને બોલાવી લઈશું. માટે તમે નિશ્ચિંત રહો અને ગામડાં ફરો. અમારો સંદેશ મળે ત્યારે આવી જજો. અમે તમને મળ્યા સિવાય ધામમાં નહિં જઈએ.' મહાપ્રતાપી સંતની વાણીમાં મૃત્યુના નિયમનનો પ્રભાવ ઝળકી રહ્યો હતો.

સ્વામીના વચન સાંભળીને પુરાણી સ્વામીને અંતરમાં થોડી નિરાંત થઈ અને તેઓ સંત મંડળ સાથે ગામડાં ફરવા ગયા.

સ્વામીને દાઢનો જબરો દુ:ખાવો હતો. દાઢના દુ:ખાવાને લીધે બોલવામાં ભારે તકલીફ પડતી હતી. કથાવાર્તા કરવામાં સુખ આવતું નહોતું. શરીરે વા થયો હતો એથી બેસવા ઉઠવામાં પણ ભારે મુશ્કેલી અનુભવાતી હતી.

સંકલ્પમાત્રથી હજારો ભક્તોના દુ:ખ હરી લેનારા સ્વામી સ્વયંની પીડાને આત્મબળથી સહન કરી રહ્યા હતા. એમણે ક્યારેય મહારાજને પ્રાર્થના કરી નહોતી કે અમારી પીડા હરો કે હળવી કરો.

એકાંતિક સત્પુરુષોની રીત અલૌકિક હોય છે. સ્વયંની પીડા સહન કરવી અને અન્યની પીડાને હરવી એ જ તો સત્પુરુષનું લક્ષણ છે.

એકવાર શ્રીજી મહારાજે સ્વામીને દર્શન દીધાં. માથે હાથ મુકીને પૂછ્યું, 'સ્વામી! કેમ છે?'

સ્વામી કહે, 'મહારાજ! દાઢમાં દુ:ખાવો છે એટલે બોલાતું નથી અને શરીરે વા થયો છે એટલે ચલાતુ નથી. હવે શરીર સાવ

**સંકલ્પમાત્રથી હજારો ભક્તોના દુ:ખ હરી લેનારા સ્વામી સ્વયંની પીડાને આત્મબળથી સહન કરી રહ્યા હતા. એમણે ક્યારેય મહારાજને પ્રાર્થના કરી નહોતી કે અમારી પીડા હરો કે હળવી કરો.**

પરાધીન થયું છે.' મહારાજ હસીને કહે, 'તો ઔષધ કરાવોને!'

સ્વામીએ કહ્યું, 'મહારાજ! જે કંઇ થાય છે તે તમારી મરજીથી થાય છે. તમારે દરદ મટાડવું હશે તો ઔષધ કરાવવાની જરુર નથી અને ન મટાડવું હોય તો ઔષધ કરાવવું નથી.'

સાંભળીને મહારાજ હસ્યા પણ કાંઇ બોલ્યા નહિં. સ્વામી કહે, 'મહારાજ! હવે મને ધામમાં બોલાવી લ્યો ને! સ્વામીની વાત સાંભળતાં મહારાજ મંદ મંદ હસીને અદૃશ્ય થઇ ગયા.' સ્વામી સમજી ગયા કે આ

## આવતી પૂનમ અક્ષરધામમાં ઉજવાશે

વિ. સં. ૧૯૭૨ ની સાલ હતી. પોષ સુદી ૪નો દિવસ હતો. સવારનો સમય હતો. સ્વામીશ્રીની બાજુમાં સાધુ શ્રીક્રિષ્નદાસજી તથા સાધુ માધવપ્રસાદદાસજી બેઠા હતા.

સ્વામીએ બન્ને સંતોને વાત કરી, 'આજ રાત્રિમાં અમે અક્ષરધામમાં ગયા હતા અને ત્યાં અમે શ્રીજી મહારાજ સાથે ગુણાતીતાનંદ સ્વામી અને અનંત અક્ષર મુક્તોના દર્શન કર્યા.'

ગુણાતીતાનંદ સ્વામી એ મારી સામે અમીદ્રષ્ટિ કરી, મંદ મંદ હસીને બોલ્યાં, 'બાલમુકુંદદાસ આ તમારું આસન અહીં તૈયાર છે.'

'અમારા મનમાં થયું સ્વામી હમણા મને રોકાઇ જવાનું કહી બેસવાનું કહેશે. પરંતુ સ્વામી બોલ્યા નહી કે તમે રોકાઇ જાવ. જો સ્વામીએ રોકાઇ જવાનું કહ્યું હોત તો અમારે પાછુ આવવું નહોતું. પણ અમે જોયુ કે સ્વામીની મરજી અમને રોકવાની નહોતી.'

પાસેના સંતો બોલ્યા સ્વામી, 'તમે પાછા આવ્યા એ અમારી ઉપર દયા કરી. તમે આમ અચાનક ધામમાં રોકાઇ ગયા હોત તો અમને મનમાં ભારે ધોખો રહી જાત.'

'સ્વામી બોલ્યા, 'તમને કોઇને ધોખો ન રહી જાય એટલે તો સ્વામીએ અમને રોક્યા નહી. સ્વામીની અને મહારાજની મરજી એવી છે કે અમે સર્વને જાહેર કરીને ધામમાં આવીએ. એટલે કોઇને અમે અચાનક જતા રહ્યા એવો વસવસો કરવાનું ન રહે.'

પોષ સુદી પુનમનો દિવસ હતો. સ્વામીને શરીરે ખૂબ જ અશક્તિ અને મંદવાડ હતો. શરીરમાં વા હોવાથી હાલવા-ચાલવાનું બંધ થયું હતું.

સાધુઓએ સ્વામીને હરવા ફરવા માટે લાકડાની પાલખી કરાવી હતી. એટલામાં સ્વામીને સમાચાર મળ્યા કે 'બ્રહ્મચારી હરિક્રિષ્નાનંદજી ખૂબ જ માંદા છે.'

સ્વામી પાલખીમાં બેઠા અને બ્રહ્મચારી હરિક્રિષ્નાનંદજીને દર્શન દેવા પધાર્યા.

સ્વામીએ બ્રહ્મચારીને પૂછ્યું, 'બ્રહ્મચારી! કેમ છે?'

બ્રહ્મચારી બોલ્યા, 'સ્વામી! તમે મને હવે ધામમાં મોકલી દ્યો. મારે હવે આ દેહમાં નથી રહેવું.'

સ્વામીએ કહ્યું, 'બ્રહ્મચારી આજે રાત્રે મહારાજ તમને ધામમાં તેડી જશે. તમે ધામમાં જઇને મહારાજ, ગુણાતીતાનંદ સ્વામી અને સર્વે મુક્તોને અમારા જય સ્વામિનારાયણ કહેજો.'

આટલી વાત થઇ ત્યાં મંદિરમાં ઠાકોરજીના ઉત્થાપનનો સમય થયો. સ્વામી પાલખીમાં બેસીને મંદિરમાં પધાર્યા. ત્રણેય દેરામાં દેવનાં દર્શન કર્યાં પછી ઘુંમટની વચ્ચે રણછોડ ત્રીકમરાયજીની સન્મુખ થોડી વાર બિરાજમાન થયા અને બોલ્યા, 'હવે આવતી પૂનમ અહીં નહીં, અક્ષરધામમાં ઉજવાશે.'

## ભેગુ થાવું હોય તો જુનાગઢ આવી જાવ

વરતાલમાં આચાર્ય મહારાજશ્રી શ્રીપતિપ્રસાદજી મહારાજ સ્વામીની નાદુરસ્ત તબિયતની ચિંતા કરતા હતા. મહારાજશ્રી સ્વામીને પોતાના કંઠી ગુરુ માનતા. સ્વામીની મધ્યસ્થીથી જ મહારાજશ્રી ગાદીએ બેઠા હતા. મહારાજશ્રીને સ્વામીમાં અપાર હેત હતું. એમણે સ્વામી શ્રી નારણદાસજી ઉપર કાગળ લખ્યો અને પૂછાવ્યું કે, 'સ્વામીને શરીરે કેમ છે?'

સ્વામી નારણદાસજીએ આચાર્યશ્રીનો કાગળ સ્વામીશ્રી પાસે વાંચ્યો અને પૂછ્યું, 'આ કાગળનો શું જવાબ લખીશું?'

સ્વામીએ કહ્યું, 'મહારાજશ્રીને લખો કે હવે અમે દેહ રાખવાના નથી. માટે ભેગું થાવું હોય તો જૂનાગઢ આવી જાવ.' આચાર્ય મહારાજશ્રી શ્રીપતિપ્રસાદજી મહારાજ બાલમુકુંદદાસજી સ્વામીના પ્રબળ પ્રતાપ અને મહિમાને સારી રીતે સમજતા હતા. સ્વામીની સૂજ-બૂઝથી જ અનેક આવરણ વચ્ચે એમને આચાર્યપદ પ્રાપ્ત થયું હતું.

આચાર્ય મહારાજશ્રી વડતાલથી નીકળ્યા ત્યાં રસ્તામાં સમાચાર મળ્યા કે 'ગઢપુરના કોઠારી ભીમજીભાઈએ શરીર છોડ્યું છે.' મહારાજશ્રી સીધા જૂનાગઢ આવતા હતા પરંતુ ભીમજીભાઈના અક્ષરવાસના સમાચાર મળ્યા એટલે ગઢપુર જવાનું થયું.

આચાર્ય મહારાજે ગઢડેથી તાર કરી જૂનાગઢ સમાચાર મોકલ્યા અને કહેવડાવ્યું કે 'અમારા વતી સ્વામીને વિનંતી કરજો કે કોઠારી ભીમજીભાઈના અક્ષરવાસને લીધે અમારે ગઢડા રોકાવાનું થયું છે તો સ્વામી અમારા આવવાની રાહ જુએ અને અમને મળ્યા પછી જ ધામમાં જાય.'

સ્વામી નારાયણદાસજીએ સ્વામીને આચાર્ય મહારાજશ્રીના સંદેશની વાત કરી. સ્વામી બોલ્યા, 'અમે તો ધામમાં જવાનો નિરધાર કરી લીધો હતો, પરંતુ આચાર્યશ્રી છેક વડતાલથી મળવા અહીં આવે છે તો એ આવે પછી જ હવે ધામમાં જઈશું. તમે આચાર્યશ્રીને તારથી ગઢપુર જાણ કરો કે ગઢપુરમાં વધુ વાર ન લગાડે. ત્યાંનું કાર્ય વહેલાસર પૂર્ણ કરી જલ્દી જૂનાગઢ આવે.'

સ્વામી નારાયણદાસજીએ સ્વામીના કહેવા પ્રમાણે ગઢપુર તાર કર્યો અને સ્વામીને કહ્યું, 'સ્વામી! આચાર્ય મહારાજશ્રીને તાર થઈ ગયો છે.'

સ્વામી મોં મલકાવતા બોલ્યા, 'સારૂ, તમારો

## અલૌકિક અક્ષરવાસ

સ્વામી ધામમાં પધારવાના છે તેની જાણ સત્સંગ સમાજને થઈ ચુકી હતી.

સ્વામીએ પુરાણી ગોપીનાથદાસજીને આપેલ કોલ પ્રમાણે ધામમાં જવાના સમયે એમને બોલાવી લીધા હતા. નડિયાદથી રાવ બહાદુર ઝવેરભાઈ પોતાની તબિયત નાદુરસ્ત હતી છતાં સ્વામીના દર્શને આવ્યા હતા. ઉપરાંત આંકડિયાથી પિતાંબરભાઈ ત્રિવેદી, દેવાત ડાંગર, લોધીકા દરબાર દાનસંગજી, રાજકોટના મિસ્ત્રી પિતાંબર વગેરે સેંકડો હરિભક્તો દૂર દૂરથી સ્વામીના દર્શને એકઠા થયા હતા.

સંવત્ ૧૯૭૨ પોષ વદી ૧૦ ને રવિવારનો દિવસ હતો. આચાર્ય મહારાજ જુનાગઢ પધારી ચૂક્યા હતા.

આચાર્ય મહારાજશ્રી અવાર નવાર સ્વામી પાસે આવતા, બેસતા, ખબર અંતર પૂછતા.

સ્વામી નારાયણદાસજી, પુરાણી સ્વામી ગોપીનાથદાસજી, બ્રહ્મચારી ચૈતન્યાનંદજી, પુરણી હરિદાસજી, સાધુ શ્રીક્રિષ્નદાસજી, સ્વામી યોગેશ્વરદાસજી, સ્વામી રુગનાથચરણદાસજી, સ્વામી પુરુષોત્તમ વલ્લભદાસજી તથા ડૉ. ઉમિયાશંકર, પિતાંબરભાઈ ત્રિવેદી વગેરે સંતો ભક્તો સ્વામીની પાસે

ને પાસે રહેતા હતા.

સ્વામી બાલમુકુંદદાસજી આચાર્યશ્રીને સત્સંગની બગીચાની રક્ષા કરવાની ભલામણ કરતા અને શરીરમાં જાણે કાંઇ મંદવાડ ન હોય એમ બળભરી વાતો કરતા.

સ્વામીએ આચાર્યશ્રીને ભલામણ કરતા કહ્યું, 'બાપજી! આપ ભગવાન સ્વામિનારાયણની ધર્મની ગાદીએ બિરાજો છો. આ ગાદી માત્ર વ્યવહાર માટે નથી. ધર્મની રક્ષા કરવા માટે છે. માટે સૌ સંતો, પાર્ષદો હરિભક્તોને પોત પોતાના ધર્મમાં વરતાવજો. વરતાલના કોઠારી ગોરધનદાસજીને સાચવી લેજો તે હવે કાંઇ જાજી પછેડી નહીં ફાડે.'

સ્વામીએ કહેલી વાતનો મર્મ મહારાજશ્રી સમજી ગયા!

એકવાર સ્વામીએ પોતાના ડાબા જમણા હાથ સમાન સ્વામી નારાયણદાસજી અને પુરાણી સ્વામી ગોપીનાથદાસજીને નજીક બોલાવ્યા અને કહ્યું, 'તમે બન્ને ધ્યાન રાખજો. મર્યા પછી અમને સાધુ મટાડશો નહીં, હું ધામમાં જાઉ પછી પાલખીનો તંત રાખતા નહીં, મારો અગ્નિસંસ્કાર એવી જગ્યાએ કરજો કે જ્યાં ભવિષ્યમાં પણ કોઇ દેરું બાંધી ન શકે. અમે ધામમાં ગયા પછી બીજાની પેઠે અમારા ફૂલ ઘેલામાં નાખતા નહિ, અમે આ દેહે હજારો વાર ઘેલામાં અને ગોમતીમાં નાહ્યા છીએ, માટે અમારી પાછળ આવું કાંઇ કરવાની જરૂર નથી, અમારી પાછળ ઠાકોરજીનો થાળ કે રસોઇ પણ કરાવશો નહિ, કોઇ હરિભગત એની મેળે કરે તો કરવા દેજો.'

સ્વામી નારાયણદાસજી અને પુરાણી સ્વામી ગોપીનાથદાસજીએ બાલમુકુંદદાસજી સ્વામીની ભલામણને મસ્તકે ચડાવી.

સંવત્ ૧૯૭૨ના મહા સુદ બીજને શનિવારનો દિવસ હતો. સવારની શણગાર આરતી થઇ ચૂકી હતી. આચાર્ય મહારાજશ્રી, સ્વામી નારાયણદાસજી, પુરાણી સ્વામી ગોપીનાથદાસજી વગેરે સંતો, હરિભક્તો એકઠા થયા હતા. ધૂન, ભજન, સ્મરણ ચાલુ હતાં.

સ્વામી બાલમુકુંદદાસજીએ આચાર્ય મહારાજશ્રીને ધીમે રહીનો કહ્યું, 'બાપજી! હવે મારે ધામમાં જવાનો સમય થયો છે. શરીર છૂટ્યા પછી શરીરનો સ્પર્શ કરવાથી સૂતક લાગે અને સબોળ સ્નાન કરવું પડે માટે આપ ઉતારે પધારો, માથે પાઘ પહેરી છે તે

ઉતારી સ્નાનનાં વસ્ત્ર પહેરી પાછા પધારો, ત્યાં સુધીમાં મારો સમય આવી પહોંચશે.'

સ્વામીના કહેવાથી આચાર્ય મહારાજશ્રી વસ્ત્ર બદલવા ઉતારે પધાર્યા. બીજી બાજુ સ્વામીએ ફરીથી સ્નાન કર્યું. પોતે અગાઉથી રંગાવી રાખેલા નવાં ભગવાં વસ્ત્રો ધારણ કર્યાં, જુની જનોઇ બદલીને નવી પહેરી. તુલસીની નવી કંઠી ડોકમાં ધારણ કરી, માથે રૂમાલ મૂક્યો, એટલામાં આચાર્ય મહારાજશ્રી પણ તૈયાર થઈને પાછા આવી ચૂક્યા હતા.

જૂનાગઢ મંદિરના ચોકમાં માણસો સમાતા નહોતા. મંદિરનો ગુણાતીત સભામંડપ સંતો અને હરિભક્તોથી હકડેઠઠ ભર્યો હતો.

સ્વામી ઉંચી ખુરશી ઉપર બેઠા હતા. બાજુમાં બીજી ખુરશી પર આચાર્ય મહારાજશ્રી બિરાજમાન થયા હતા. સ્વામીએ આકાશ સામે હાથ જોડ્યા અને બોલ્યા, 'લ્યો લ્યો જુવો મહારાજ અને ગુણાતીતાનંદ સ્વામી અક્ષર મુક્તોના મંડળ સાથે અમને લેવા આવી પહોંચ્યા છે. સર્વને જય શ્રી સ્વામિનારાયણ.' આટલું બોલતાની સાથે જ સ્વામીએ શરીર છોડી દીધું.

સંવત્ ૧૯૭૨ મહા સુદ બીજ અને સવારના સાડા નવ વાગ્યાનો સુમાર હતો.

સ્વામીએ શરીર છોડ્યુ ંત્યારે સર્વ દિશાઓ રૂદન કરતી હોય તેમ વાતાવરણ અત્યંત ધૂંધળું થઇ ગયું હતું. સ્વામીના શરીરનો છેલ્લો સ્નાનવિધિ અને અગ્નિસંસ્કાર કરવા માટેની તૈયારીઓ ચાલી.

ડૉ. ઉમાશંકર રેશમી કાપડનો તાકો પાલખી શણગારવા માટે અગાઉથી જ લઇ આવ્યા હતા પણ સ્વામી નારાયણદાસજીએ કહ્યું, 'ગુરુદેવે ના પાડી છે અને ધામમાં જતાં પહેલાં કહી ગયા છે કે મર્યા પછી અમને સાધુ મટાડશો નહીં ને પાલખીનો તંત કરશો નહીં. સ્વામીએ જ્યાં સુધી દેહ રાખ્યો ત્યાં સુધી રેશમી વસ્ત્રો પહેર્યાં નહીં. એટલે સ્વામીની પાલખી રેશમી વસ્ત્રથી ન શણગારાય.' પછી સ્વામીની સૂચના પ્રમાણે સાદા સફેદ વસ્ત્રથી પાલખી તૈયાર કરવામાં આવી.

આચાર્ય મહારાજશ્રી સહિત બધા જ સંતો હરિભક્તો પગપાળા જૂનાગઢ મંદિરથી નીકળ્યા અને ધૂન-ભજન કરતા કરતા દામોદર કુંડ પહોંચ્યા.

સ્વામી નારાયણદાસજી અને પુરાણી સ્વામી ગોપીનાથદાસજીને સ્વામીની બીજી ભલામણ બરાબર યાદ હતી. ધામમાં જતાં પહેલાં સ્વામીએ કહ્યું હતું કે 'અમારો અગ્નિસંસ્કાર નદીનાં પટમાં કરજો કે જેથી ભવિષ્યમાં પણ કોઈ ડેરું બાંધી ન શકે.'

દામોદર કુંડથી થોડે દૂર સોનરખ નદીના રેતાળ કિનારે સ્વામીનો અંતિમ અગ્નિસંસ્કાર વિધિ કરવામાં આવ્યો.

આ રીતે એક મહાન સંતે ધરતી ઉપર અવતરી, હજારો જીવોના કલ્યાણ કરી અપાર સામર્થ્ય, પ્રતાપ અને ઐશ્વર્ય વાપરી અલૌકિક રીતે વિ. સં. ૧૯૭૨ના મહાવદ બીજ ને શનિવારના રોજ આ લોકમાંથી વિદાય લીધી.

નોંધ:- બાલમુકુંદદાસજી સ્વામી જ્યારે ધામમાં પધાર્યા ત્યારે ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ ત્યાં હાજર હતા. એમની ઉંમર આશરે ૧૯ વર્ષની હતી. સ્વામીના ધામમાં જવાના પ્રસંગને તેઓ શ્રી આંખે દેખ્યા અહેવાલની જેમ વર્ણન કરતા. ગુરુદેવ કહેતા કે 'સ્વામીને અવસ્થાને લીધે શરીરમાં નબળાઈ હતી, ધીરે ધીરે બોલતા, હું નાનો હતો અને સ્વામીમાં અપાર હેત હતું. હું ધીરે ધીરે સરકીને સ્વામીની નજીક પહોંચી ગયો હતો, જેથી સ્વામી જે બોલે તે સાંભળી શકાય. સ્વામીના ધામમાં જવાનો આ અલૌકિક પ્રસંગ મેં નજરે નિહાળ્યો છે.'

શ્રી બાલમુકુંદદાસજી સ્વામીના જીવન પ્રસંગો અનેક જગ્યાએ છૂટા છવાયા લખાયા છે. જેતપુર મંદિર તરફથી સ્વામીની રોજનીશી જેવું જીવન પ્રકાશીત થયું છે. સમર્થ સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીનું આ જીવન ચરિત્ર લખવામાં આ બધાનો આધાર લેવામાં આવ્યો છે.

દામોદર કુંડ પાસે સોનરખ નદીને કિનારે જે સ્થળે સ્વામીનો અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો છે તે સ્થળે ઓટો કરી હનુમાનજી મહારાજ પધરાવવામાં આવ્યા છે.

■■■

# સમાચાર દર્શન

## અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ જોગીસ્વામીના ૧૦૮ માં પ્રાગટ્યદિન પ્રસંગે સદ્‌ગુરુ વંદના મહોત્સવ ઉપક્રમે

## શ્રીમદ્ ભાગવત્ દશમ સ્કંધ પારાયણ-બાપુનગર

સર્વાવતારી ભગવાનશ્રી સ્વામિનારાયણે આ અવનિ ઉપર પધારી અનેક જીવોને અક્ષરધામના અધિકારી બનાવ્યા. પોતે સ્વધામ પધાર્યા બાદ સંત, મંદિર અને શાસ્ત્ર દ્વારા અક્ષરધામનો માર્ગ ખુલ્લો રાખ્યો. શ્રીહરિને અખંડધારક સંતોએ ગામડે ગામડે વિચરણ કરી અનેક જીવોને ભવપાર ઉતાર્યા. એવા જ એક અખંડ ભગવત્ પરાયણ પૂજ્યપાદ જોગીસ્વામીએ આ પૃથ્વી ઉપર ૧૦૭ વર્ષ રહી મુમુક્ષુઓનું સર્વ પ્રકારે પોષણ કર્યું. એવા એ સંતની ૧૦૮મી જન્મજયંતિ ગુરુકુલ પરિવાર માટે જાણે જીંદગીનો એક લ્હાવો બની રહી.

પૂજ્યપાદ જોગીસ્વામીની સ્મૃતિમાં જ્યારે સદ્‌ગુરુવંદના મહોત્સવ ઉજવવાનો છે ત્યારે આ મહોત્સવના ઉપક્રમે તથા પૂજ્યપાદ જોગીસ્વામીના તિથિ પ્રમાણેના ૧૦૮માં જન્મદિન પ્રસંગે શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ પરિવાર બાપુનગર દ્વારા તારીખ ૨૧ થી ૨૫ એપ્રિલ, ૨૦૧૨ દરમિયાન પંચદિનાત્મક શ્રીમદ્ ભાગવત્ દશમ સ્કંધ કથા પારાયણનું ભવ્ય આયોજન થયું. બાપુનગરના ઉત્સાહી હરિભક્તોએ આ સંપુર્ણ આયોજનમાં રાત્રી-દિવસ તન-મન-ધનથી સેવા કરી આ મહોત્સવને અતિ સફળ બનાવ્યો.

### ભવ્ય શોભાયાત્રા

મહોત્સવના પ્રારંભે ભવ્ય શોભાયાત્રાનું આયોજન કરવામાં આવ્યુ હતું. મહોત્સવના મુખ્ય યજમાન શ્રી બાબુભાઈ ભાદાણીના નિવાસ સ્થાનેથી ઠાકોરજી તથા પોથીજીના પુજન સાથે શોભાયાત્રાનો પ્રારંભ થયો. આ શોભાયાત્રામાં એક ગજરાજ ઉપર રાજાધિરાજ ભગવાન સ્વામિનારાયણ તથા બીજા ગજરાજ ઉપર પોથીજી વિરાજમાન થયા. વિવિધ શણગારેલા ફ્લોટોમાં સંતો વિરાજમાન થયા. બેન્ડવાજા, ડી.જે., રાસમંડળી વગેરે જોડાતા લગભગ કિલોમીટર જેટલી લાંબી શોભાયાત્રા મહોત્સવના બીજા યજમાન શ્રી જીવરાજભાઈ સુદાણીના ઘરે પહોચી. અહીં યજમાન પરિવાર દ્વારા વધામણી બાદ શોભાયાત્રા મહોત્સવ સ્થળે પહોંચી. મહોત્સવના પ્રારંભે બાપુનગર બાલીકા મંડળ દ્વારા સાંસ્કૃતિક કાર્યક્રમ યોજાયો.

### મહોત્સવ ઉદ્‌ઘાટન

બાલીકા મંડળના કાર્યક્રમની પૂર્ણાહુતિ બાદ ઠાકોરજી તથા સંતોની સભા મંડપમાં પધરામણી થઈ. મહોત્સવના વક્તાશ્રી સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજીસ્વામી, સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી, સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજીસ્વામી, અમદાવાદના મેયરશ્રી અસીતભાઈ વોરા તથા વલ્લભભાઈ કાકડીયા (ધારાસભ્યશ્રી, રખીયાલ) વગેરે મહાનુભાવોના હસ્તે વૈદિક મંત્રોચ્ચાર સાથે દિપ પ્રાગટ્ય થયું. ગુરુકુલનાં વિદ્યાર્થીઓએ મહોત્સવ ઉદ્‌ઘાટન નૃત્ય રજુ કર્યું. ત્યાર બાદ પ.પુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામીએ મંગલ

ઉદ્બોધન કરી કથાનો પ્રારંભ કરાવ્યો.

### કથા પ્રારંભ

ભારતીય સંસ્કૃતિનો એક અણમોલ ગ્રન્થ શ્રીમદ્ ભાગવત્ અંતર્ગત દશમ સ્કંધની કથાનો પ્રારંભ થયો. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ અત્યંત ભાવવાહી તથા કથાના મર્મને સુચવતી કથાનું અમૃત વહાવ્યું. કથા અંતર્ગત શ્રીકૃષ્ણ જન્મોત્સવ, ભગવાન શ્રીકૃષ્ણની બાળ લીલાઓ, કંસ વધ, દ્વારિકા નિવાસ, રુક્ષ્મણી વિવાહ વગેરે પ્રસંગો અત્યંત અર્થસભર વાણી દ્વારા વહાવ્યા. કથા શ્રવણ કરવા હજારો ભક્તો ઉમટી પડ્યા. પુરોએ સભામંડપ ખીચોખીચ ભર્યો રહ્યો.

### સંતો-મહાનુભાવોનું આગમન

પુરાએ મહોત્સવ દરમિયાન પ. પુ સદ્‌ગુરુ શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી, પ. પુ સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી, પ.પુ સદ્‌ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજીસ્વામી, પ.પુ સદ્‌ગુરુ શાસ્ત્રી શ્રી ભક્તિજીવનદાસજીસ્વામીએ અવારનવાર પ્રસંગોપાત્ કથાવાર્તાનો લાભ આપ્યો.

આ ઉપરાંત આ મહોત્સવમાં પૂર્વ મુખ્યમંત્રી શ્રી કેશુભાઈ પટેલે પધારી પાવનકારી કથા શ્રવણનો લાભ લીધો. તેઓએ પોતાના પ્રવચનમાં જણાવ્યું હતુ કે શાસ્ત્રી શ્રી ધર્મજીવનદાસજી સ્વામીએ આ ગુરુકુલ પરંપરાને શરુ કરી અનેક જીવોનું મંગલ કર્યું છે. તથા અત્યારે આ સંતો એ કાર્યને સારી રીતે ચલાવી રહ્યા છે. ભાજપ અધ્યક્ષ શ્રી પુરુષોત્તમભાઈ રુપાલા એ જણાવ્યુ હતું કે પૂજ્ય માધવપ્રિયદાસજી સ્વામી તથા બાલકૃષ્ણસ્વામી ગુજરાતનું ઘરેણું છે. તેઓને મે મારી આંખે સમાજની સેવામાં દેહ ઘસતા જોયા છે. આવા સંતોનો સંગ કરી જીવનને ધન્ય બનાવી લેવું. આ ઉપરાંત ભુપેન્દ્રસિંહ ચુડાસમાં વગેરે મહાનુભાવો પણ પધાર્યા હતા.

### પૂજ્યપાદ જોગીસ્વામી જન્મદિન ઉજવણી

તા.૨૩ એપ્રિલ એટલે પૂજ્યપાદ જોગીસ્વામીનો તિથિ પ્રમાણેનો જન્મ દિવસ. આજ રોજ સવારથી જ સર્વરોગ નિદાન કેમ્પ, રક્તદાન કેમ્પ જેવા સેવાકિય કાર્યક્રમો યોજાયા, જેમા મોટી સંખ્યામાં ભક્તોએ લાભ લીધો. રાત્રે કથા સમાપ્તિ બાદ પૂજ્ય જોગીસ્વામીના ઠાકોરજીનું વૈદિક વિધિ પ્રમાણે પૂજન થયું. ઠાકોરજીના પૂજન બાદ પૂજ્યપાદ જોગીસ્વામીના પૂજનમાં સહુ સંતો હરિભક્તો જોડાયા. અનેક જીવોને કલ્યાણનો માર્ગ ચીંધનાર પૂજ્યપાદ જોગીસ્વામીને સદ્‌ગુરુ સંતોએ પુષ્પમાળા પહેરાવી તથા પુષ્પપાંખડીઓથી વધાવ્યા. ત્યારબાદ સહુ સંતો, યજમાનો તથા હરિભક્તોએ પુજ્ય સ્વામીનું પુજન-અર્ચન કરી ધન્યતા અનુભવી. પુજન બાદ ઠાકોરજીની સમુહ આરતીનું એ રમણીય દ્રશ્ય સહુ કોયના માનસપટલ ઉપર છવાયેલુ રહ્યું. આજ રોજ ' જોગીસ્વામીની જીવનગાથા' પુસ્તકની તૃતીય આવૃત્તીનું વિમોચન કરવામાં આવ્યું હતું.

### મહોત્સવના વિશિષ્ટ કાર્યક્રમો

સંપુર્ણ મહોત્સવ દરમિયાન સમુહ મહાપુજા, ગુરુકુલના વિદ્યાર્થીઓનો સાંસ્કૃતિક કાર્યક્રમ, સાહિત્યકાર શ્રી ભીખુદાનભાઇ ગઢવીનો સત્સંગ ડાયરો, સમુહ રાસ, સાકરવર્ષા જેવા વિવિધ કાર્યક્રમો યોજાયા. સંપુર્ણ મહોત્સવમાં મુખ્ય યજમાન પ.ભ બાબુભાઇ ભાદાણી તથા જીવરાજભાઇ સુદાણીના સમર્પણ બદલ સંતોએ તેઓનું વિશિષ્ટ બહુમાન કર્યું. રાત્રીદિવસ મહેનત કરનાર પુરુષોત્તમભાઇ જિયાણીને સંતોએ આશિર્વાદ પાઠવ્યા. આ ઉપરાંત સર્વકોઇ નાની-મોટી તન-મન-ધનથી સેવા કરનાર હરિભક્તોને સદ્‌ગુરુ સંતોએ બીરદાવ્યા.

### મહોત્સવની પૂર્ણાહુતિ

પાંચ દિવસ ચાલેલો આ મહોત્સવ તા. ૨૫ એપ્રિલ બુધવારના રોજ પૂર્ણ થયો. ઠાકોરજીનું પુજન થયું. ગુરુકુલના વિદ્યાર્થીઓએ સાંસ્કૃતિક કાર્યક્રમ રજુ કર્યો. ત્યારબાદ સમુહ રાસની રમઝટ સાથે અંતિમ આરતી થઇ અને ધામધુમ પૂર્વક મહોત્સવની પૂર્ણાહુતિ થઇ.

---

## અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ જોગીસ્વામીના ૧૦૮ માં પ્રાગટ્યદિન પ્રસંગે સદ્‌ગુરુ વંદના મહોત્સવ ઉપક્રમે

# શ્રીમદ્ સત્સંગિજીવન કથા પારાયણ - ગુંદાસરા

ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ, પુરાણી શ્રી પ્રેમપ્રકાશદાસજીસ્વામી, તથા પૂજ્યપાદ જોગીસ્વામીએ રાજકોટ અને આજુબાજુના ગામોમાં વિચરણ કરી અનેક જીવોને ભગવાન ભજતા કર્યા. અનેકના સંકલ્પો પૂર્ણ કરી સુખીયા કર્યા. આ ગામોમાંનું ગુંદાસરા ગામ એટલે આ સંતોની ચરણરજથી પવિત્ર થયેલુ અને બ્રહ્મનીષ્ઠ મૂળજીભગતનું ગામ. આ ગુંદાસરા ગામમાં અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ જોગીસ્વામીના તારીખ પ્રમાણેના ૧૦૮માં પ્રાગટ્યદિન પ્રસંગે શ્રીસ્વામિનારાયણ ગુરુકુલ પરિવાર ગુંદાસરા તથા પારડી દ્વારા તા. ૨ થી ૬ મે, ૨૦૧૨ દરમિયાન સદ્‌ગુરુ વંદના મહોત્સવ ઉપક્રમે શ્રીમદ્ સત્સંગિજીવન કથા પારાયણનું ભવ્ય આયોજન કરવામાં આવ્યું હતું. આ કથામાં પ.પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી એ વ્યાસાસને બિરાજી પોતાની વિદ્વતાભરી શૈલીમાં કથાવાર્તાનો લાભ આપ્યો હતો. મહોત્સવ ઉપક્રમે તારીખ ૧ એપ્રિલના રોજ શ્રી સ્વામિનારાયણ વાડીમાં ૧ ૨ કલાકની અખંડ ધૂન કરવામાં આવી હતી.

### મહોત્સવ ઉદ્‌ઘાટન

તા ૨ મે, બુધવારના રોજ મહોત્સવના પ્રારંભે યજમાનો દ્વારા પોથીપુજન બાદ રામજી મંદિરેથી ભવ્ય શોભાયાત્રાનું આયોજન કરવામાં આવ્યું હતું. આ વિશાળ શોભાયાત્રા ઢોલ-નગારા તેમજ ડી.જે.ના તાલે ઝુમતી સભા મંડપ પહોંચી.

સુશોભીત ભવ્ય સભા મંડપમાં પ.પૂ સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા ચૈતન્ય સ્વામી-લોજ, પુરાણી ભગવતજીવનદાસજી સ્વામી-વિસાવદર, પૂજ્ય અક્ષરજીવનદાસજી સ્વામી-હરીયાળા, તથા પુરાણીશ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામીના હસ્તે દીપપ્રાગટ્ય કરી મહોત્સવનો પ્રારંભ થયો. ગુરુકુલના વિદ્યાર્થીઓ દ્વારા ઉદ્‌ઘાટન નૃત્ય રજુ થયું. નૃત્ય બાદ પ. પૂ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ સ્વાગત પ્રવચન કરી પધારેલા તમામ સંતો મહાનુભાવોનું વાણીપુષ્પ દ્વારા સ્વાગત કર્યું. આ પ્રસંગે વડતાલ મંદિરના ચેરમેન પૂ. શાસ્ત્રી શ્રી ઘનશ્યામપ્રકાશદાસજી સ્વામીએ મંગલ ઉદ્‌બોધન કરતા જણાવ્યુ હતું કે ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ દ્વારા પ્રસ્થાપિત ગુરુકુલ પરંપરા સત્સંગની પોષક સંસ્થા છે. પૂજ્યપાદ જોગીસ્વામી જેવા વચનસિદ્ધ મહાપુરુષે આ ગુરુકુલનું સર્વપ્રકારે પોષણ કરી અનેક જીવોને ભગવાનના ધામમાં પહોંચાડ્યા છે.

બપોર પછીના સેશનમાં પ. પૂ. સદ્‌ગુરુ શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ નીષ્કુળાનંદસ્વામીનું આખ્યાન કહી શ્રી ઘનશ્યામ પ્રાગટ્ય મહોત્સવની કથા કરી હતી. કથા બાદ પૂજ્ય સંતો તથા મહાનુભાવોના હસ્તે બાળ નગરીનું ઉદ્‌ઘાટન કરવામાં આવ્યુ હતુ. આજરોજ રાત્રી કાર્યક્રમમાં ગુરુકુલના ભુ. વિ. હસમુખ પાટડીયા, વિજય ભરાડ તથા દિનેશ વઘાસીયાનો ભજન સંધ્યાનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો.

### તારીખ ૩ મે, ગુરુવાર, ૨૦૧૨

મહોત્સવના દ્વિતીય દિને ત્રિદિવસીય મહાવિષ્ણુયાગનો પ્રારંભ થયો. અરણીમંથન દ્વારા અગ્નિદેવને પ્રગટ કરી, આહુતિઓ અર્પણ થઈ. કથાના પ્રારંભે પ.પૂ વક્તાશ્રીએ મહારાજની કચ્છ લીલાનું શ્રવણ કરાવ્યું. પ.પૂ. પુરાણી શ્રી માધવજીવનદાસજી સ્વામીએ પૂજ્યપાદ જોગીસ્વામીના પ્રસંગો વર્ણવી શ્રોતાઓને સંત મહીમાના રંગે રંગ્યા હતા. આજરોજ શ્રી સ્વામિનારાયણ મંદિર ભૂજથી શાસ્ત્રી શ્રી અક્ષરપ્રકાશદાસજી સ્વામીએ પધારી કથાવાર્તાનો લાભ આપતા જણાવ્યુ હતુ કે શાસ્ત્રીજી મહારાજે સ્થાપેલ આ ગુરુકુલે સત્સંગની ખૂબ જ સેવા કરી સત્સંગને ઉજળો બનાવ્યો છે.

બપોરે એકથી ત્રણ કલાક દરમિયાન અમરેલીથી સાંખ્યયોગી બહેનોએ પધારી બહેનોને કથાવાર્તાનો લાભ આપ્યો હતો. દ્વિતીય સેશનનાં વ્યાખ્યાનમાળામાં દેવપ્રસાદજી મહારાજે (આણદાબાવા આશ્રમ,જામનગર) સંત મહિમાની વાતો કરી જોગીસ્વામીની સ્મૃતિઓ તાજી કરી હતી. આજ રોજ રાત્રી કાર્યક્રમમાં ગુરુકુલના ભૂતપૂર્વ વિદ્યાર્થી શ્રી સાંઈરામ દવેએ સત્સંગ હાસ્યરસ પીરસી સહુ સંતો ભક્તોને રસતરબોળ કર્યા હતા.

**તા. ૪ મે, શુક્રવાર, ૨૦૧૨:-** મહોત્સવના તૃતીય દિવસના પ્રારંભે સમૂહ મહાપુજાનું આયોજન કરવામાં આવ્યુ હતું. મોટી સંખ્યામાં ગામના હરિભક્તોએ મહાપૂજામાં બેસી ભગવાનના પૂજનનો લાભ લીધો હતો. આજ રોજ કથાના પ્રારંભે પૂજ્ય સ્વામીજીએ સુંદરજી સુથારનું આખ્યાન કહ્યું હતું. ત્યારબાદ સુરત, કુબેરનગરથી પધારેલ શાસ્ત્રી શ્રી હરિપ્રકાશદાસજી સ્વામીએ જોગીસ્વામીના કેટલાક પ્રસંગો કહી સ્વામીના મહિમાની વાતો કરી હતી. ભુજ મંદિરથી પધારેલા સંતોના સ્વાગત બાદ પૂજ્ય ઉત્તમચરણસ્વામીએ કથાવાર્તાનો લાભ આપ્યો હતો.

આજનું દ્વિતીય સેશન મહત્વનું રહ્યું હતું. આજ રોજ વડતાલથી પ. પૂ. આચાર્ય મહારાજ શ્રી રાકેશપ્રસાદજી મહારાજ તથા શ્રીકૃષ્ણ પ્રણામી સંપ્રદાયના આચાર્ય શ્રી કૃષ્ણમણીજી મહારાજ મહોત્સવમાં પધાર્યા હતા. બન્ને આચાર્યોની ભવ્ય સ્વાગતયાત્રાના પ્રારંભે ગામના નૂતન પ્રવેશદ્વારનું ઉદ્‌ઘાટન બન્ને આચાર્યોના હસ્તે કરવામાં આવ્યું હતું.

સ્વાગતયાત્રા બાદ બન્ને આચાર્યોનું ભવ્ય પૂજન કરવામાં આવ્યુ હતું. પ. પૂ આચાર્ય શ્રી કૃષ્ણમણીજી મહારાજે પોતાના પ્રવચનમાં જણાવ્યું હતુ કે સદ્‌ગુરુ જીવને જ્યારે ભગવાનના ચરણે ધરે છે ત્યારે જ પરમેશ્વર જીવનો સ્વીકાર કરે છે. પૂજ્ય જોગીસ્વામીએ પોતાના જીવનમાં હજારો જીવોને શ્રીહરિના ચરણે ધર્યા છે. પ.પૂ આચાર્ય શ્રી રાકેશપ્રસાદજી મહારાજે આશીર્વાદ વરસાવતા જણાવ્યુ હતુ કે આટલા નાના ગામમાં આટલો મોટો મહોત્સવ જોઈને અત્યંત હર્ષ થાય છે. પૂજ્ય જોગીસ્વામીના કૃપાપાત્ર આ ગામ ઉપર શ્રીહરિ અત્યંત પ્રસન્ન થાય તથા ગુરુકુલ પરિવારના સંતગુણે સંપન્ન સર્વે સંતો ઉપર ભગવાનની અત્યંત કૃપા વરસે એ જ પ્રાર્થના. બન્ને આચાર્યોના આશિર્વચન બાદ મહોત્સવના તૃતીય દિવસના રાત્રી કાર્યક્રમમાં ગુરુકુલના વિદ્યાર્થીઓએ સાંસ્કૃતિક કાર્યક્રમ રજુ કરી સંતો ભક્તોને પ્રસન્ન કર્યા હતા.

**તા.૫ મે, શનિવાર, ૨૦૧૨**

શનિવાર મહોત્સવનો ચતુર્થ દિવસ. દિવસના પ્રારંભે પ. પૂ.આચાર્ય શ્રી રાકેશપ્રસાદજી મહારાજે ભગવાન શ્રી સ્વામિનારાયણના મંદિરે આરતી કરી સભામાં પધારી વક્તાશ્રીનું પૂજન-અર્ચન કર્યુ. મહારાજશ્રીના સ્વાગત પૂજન બાદ આશીર્વાદ આપતા જણાવ્યુ હતું કે અખંડ્ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ જોગીસ્વામી શ્રીહરિને અખંડ ધારનાર સંત હતા, તેથી જ તેમની સ્મૃતિમાં આવા મોટા મહોત્સવ થઈ શકે. શાસ્ત્રીજી મહારાજ, જોગીસ્વામી જેવા મહાપુરુષોના આશીર્વાદ અને તેમની કૃપાવડે આજે આ સંતો દેશ વિદેશમાં ફરી અનેક જીવોને ભગવાન ઓળખાવે છે. શાસ્ત્રી માધવપ્રિયદાસજી સ્વામી દેશ-વિદેશમાં ફરી હિન્દુધર્મ તથા ભગવાન સ્વામિનારાયણના સંદેશાઓનો પ્રસાર-પ્રચાર કરે છે તે સદ્‌ગુરુઓની જ કૃપા છે. આજરોજ

મહારાજશ્રીના હસ્તે ત્રીદિવસીય મહાવિષ્ણુયાગની પૂર્ણાહુતી કરવામાં આવી હતી. આજની વ્યાખ્યાનમાળામાં અમદાવાદ શિવાનંદ આશ્રમના અધ્યક્ષ પૂજ્ય અધ્યાત્માનંદજી મહારાજે સાધકના જીવનમાં સદ્‌ગુરુઓની કૃપાની આવશ્યકત્તા કેટલી રહી છે તે વિશે દ્રષ્ટાન્તો સાથે સમજાવ્યું હતુ.

દ્વિતીય સેશનમાં સત્સંગજીવનની કથા-શ્રવણબાદ ગુજરાત રાજ્યના પૂર્વ મુખ્યમંત્રી કેશુભાઇ પટેલે પધારી પૂજ્ય જોગીસ્વામીની સ્મૃતિમાં ઉજવાતા મહોત્સવના સર્વ યજમાનો તેમજ સર્વસંતોને ધન્યવાદ અર્પણ કર્યા હતા. આજના રાત્રી કાર્યક્રમમાં સાહિત્યકાર શ્રી ભીખુદાનભાઇ ગઢવીએ સાહિત્યની રમુજભરી વાતો પ્રસ્તુત કરી હતી.

**તા.૬ મે, રવિવાર, ૨૦૧૨**

આજનો દિવસ સહુના માટે આનંદ-ઉત્સવનો દિવસ, પૂજ્યપાદ જોગીસ્વામીનો તારીખ પ્રમાણે ૧૦૮મો પ્રાગટ્ય દિવસ. આજરોજ સવારથી જ વિવિધ કાર્યક્રમો યોજાયા. બ્રાહ્મ મૂહુર્તે શ્રી સ્વામિનારાયણ મંદિર રાજકોટના કોઠારી શ્રી વિવેકસાગર સ્વામીના આયોજન પ્રમાણે સદ્‌ગુરુ સંતોના હસ્તે શ્રી લક્ષ્મીનારાયણદેવનો ભવ્ય અભિષેક થયો. સવારે કિડનીને લગતા રોગોની સારવાર માટે ફ્રી નિદાન કેમ્પનું આયોજન થયું. જેમાં અનેક દર્દીઓએ લાભ લીધો. સભામંડપમાં સદ્‌ગુરુ સંતોના હસ્તે સંપુર્ણ મહોત્સવ દરમિયાન રાત્રી-દિવસ ઉત્સાહથી સેવા કરનારા સ્વયંસેવકોનું અભિવાદન થયું. પ.પૂ. પુરાણી શ્રી હરિસ્વરુપદાસજી સ્વામીએ જોગીસ્વામીના પ્રસંગો કહી સહુને ગદ્‌ગદ્‌ કર્યા.

બપોર પછીના દ્વિતીય સેશનમાં પ. પૂ સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ કથાની પૂર્ણાહતિ કરી. કથાની પુર્ણાહુતિ બાદ પૂજ્યપાદ જોગીસ્વામી દ્વારા સેવાયેલા ઠાકોરજીની પાલખીયાત્રા ધામધુમથી સભામંડપમાં પધારી. ઠાકોરજીના સ્વાગત બાદ સદ્‌ગુરુ સંતોએ પંચોપચાર પૂજન કર્યુ. ઠાકોરજીના પૂજન બાદ અનેક જીવોને શ્રીહરિના ચરણે ધરનાર અખંડ ભગવદ્‌ પરાયણ પૂજ્યપાદ જોગીસ્વામીનું પૂજન ફુલહારોથી કરવામાં આવ્યુ. આ પૂજનમાં સહુ સંતો, યજમાન પરિવાર તેમજ મહાનુભાવો જોડાયા. ૧૦૮ ફુટના વિશાળ ફુલના, ચોકલેટના વિવિધ હારો, ફુલની પાખડીઓ વડે સ્વામીને વધાવી સહુએ ધન્યતા અનુભવી. પૂજનબાદ મહોત્સવની પૂર્ણાહુતીની સમુહ આરતીનું ભવ્ય અને રમણીય દશ્ય સહુ કોઇના હૃદયમાં કંડારાય ગયું હતું.

ભગવાન શ્રીહરિ તથા પૂજ્યપાદ જોગીસ્વામીની કૃપાથી સદ્‌ગુરુસંતોની પ્રેરણાથી અને ગુંદાસરા, પારડી, રાજકોટ સીટી તેમજ આજુબાજુના ગામોના હરિભક્તોના તન-મન અને ધનના સહયોગથી આવા નાના એવા ગામમાં આટલો મોટો ઉત્સવ સહુ માટે ન ભૂતો ન ભવિષ્યતિ બની રહ્યો.

## ઠાકરથાળી ઉત્સવ : શ્રી સ્વામિનારાયણ મંદિર કેન્ટન, લંડન

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ પરિવાર યુ.કે. દ્વારા અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ જોગીસ્વામીની પવિત્ર સ્મૃતિમાં પ્રસંગે શ્રી સ્વામિનારાયણ મંદિર કેન્ટન ખાતે ઠાકરથાળી ઉત્સવનું આયોજન કરવામાં આવ્યું હતુ. આ ઉત્સવમાં લંડન સ્થિત મોટી સંખ્યામાં ભાઇ-બહેનો ઉપસ્થિત રહ્યા હતા.

## ૧૦ મો પાટોત્સવ : પનવેલ, મુંબઇ

શ્રી સ્વામિનારાયણ ધ્યાન કેન્દ્ર, પનવેલના ૧૦ માં પાટોત્સવ પ્રસંગે તા. ૪ થી ૬ મે દરમિયાન વ્યાખ્યાનમાળાનું આયોજન કરવામાં આવ્યુ હતું. આ વ્યાખ્યાનમાળામાં શાસ્ત્રી શ્રી વેદાન્તસ્વરુપદાસજી સ્વામીએ જીવન મંચામૃત ઉપર પ્રેરણાત્મક વાતો કરી હતી. આ પાટોત્સવ પ્રસંગે મહાવિષ્ણુયાગ, અભિષેક, અન્નકૂટ તથા રાજેન્દ્ર પાલાનો કીર્તન ભક્તિનો કાર્યક્રમ જેવા વિવિધ આયોજનો કરવામાં આવ્યા હતા. આ સંપૂર્ણ આયોજનમાં પનવેલના ઉત્સાહી હરિભક્તોએ તન-મન-ધનથી સહયોગ આપ્યો હતો.

## સત્સંગ સભા : સુરત

સુરત નિવાસી ભક્તજનો તથા ભૂતપુર્વ વિદ્યાર્થીઓના પ્રેમભીના આગ્રહને માન આપીને તા. ૯ થી ૧૨ મે, ૨૦૧૨ દરમ્યાન સુરતના અનેક વિસ્તારોમાં પધરામણી પર્વનું આયોજન કરવામાં આવ્યું. આ પ્રસંગે પ.પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી, પ.પૂ.સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી તથા પ.પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામી વગેરે સંતોએ સંતમંડળ સાથે ભક્તજનોના નિવાસ સ્થાને ઠાકોરજી સાથે પધારીને ભક્તજનોના હૃદયની ભાવના પૂર્ણ કરી હતી.

આ પધરામણી પર્વના અંતિમ દિને પરમપૂજ્ય સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ પધારીને સ્નેહમિલન સત્સંગ સભામાં ભક્તજનોના હૃદયમાં ભક્તિની અભિવૃદ્ધિ થાય તેવી સુંદર કથાવાર્તા કરી હતી. આ સભામાં સુરત વિસ્તારના અનેક અગ્રણી મહાનુભાવો તથા વિશાળ સંખ્યામાં ભક્તજનોએ ઉપસ્થિત રહીને સત્સંગ કથાનો લાભ લીધો હતો. આ સમસ્ત કાર્યક્રમને સફળ બનાવવામાં શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ પરિવારના ઉત્સાહી યુવાનો, સુહૃદય મિત્ર મંડળ તથા સહજાનંદ બંગ્લોઝ પરીવારે ખુબ જ સારો સહયોગ આપ્યો હતો.

## સત્સંગ સભા : મુંબઇ

ભગવાન શ્રી સ્વામિનારાયણના અનન્ય ઉપાસક તથા સંતોના કૃપાપાત્ર અ.નિ. શ્રી બીપીનભાઇ ઉનડકટની દ્વિતીય વાર્ષિક પૂણ્યતિથિ નિમિત્તે તા. ૧૩, મેના રોજ મુંબઇ ખાતે પ.ભ. શ્રી મુકેશભાઇ ઉનડકટના આયોજન પ્રમાણે સત્સંગ સભાનું આયોજન કરવામાં આવ્યુ હતુ. આ સભામાં પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, પ. પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી, પ. પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી, પ. પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામીએ ઉપસ્થિત રહી કથાવાર્તાનો લાભ આપ્યો હતો. આજ રોજ મહાપૂજાનું પણ આયોજન કરવામાં આવ્યુ હતું. આ સત્સંગ સભામાં મુંબઇ સ્થિત મોટી સંખ્યામાં હરિભક્તોએ ઉપસ્થિત રહી સત્સંગનો લાભ લીધો હતો.

## શ્રીમદ્ ભાગવત્ જ્ઞાનયજ્ઞ : ઋષિકેશ

પરમાર્થ નિકેતન ઋષિકેશ ખાતે પાર્ષદવર્ય શ્રી નારાયણ ભગત તથા પાર્ષદવર્ય શ્રી રવજીભગતની પવિત્ર સ્મૃતિમાં પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીની પ્રેરણાથી તથા પ. પૂ. મુનિજીના સહયોગથી શ્રીમદ્ ભાગવત્ જ્ઞાનયજ્ઞનું આયોજન કરવામાં આવ્યુ હતુ. શાસ્ત્રી શ્રી હરિપ્રકાશદાસજી સ્વામી

(અથાળાવાળા)એ વ્યાસાસને વિરાજી કથામૃતનું શ્રવણ કરાવ્યુ હતુ. આ પ્રસંગે પ.પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ ઉપસ્થિત રહી શુભાશીર્વાદ પાઠવ્યા હતા. શ્રીમદ્‌ ભાગવત્‌ જ્ઞાનયજ્ઞ સાથે સાથે સૂદર્શનયજ્ઞ તથા રાજોપચાર પૂજનનું આયોજન કરવામાં આવ્યુ હતુ. આ જ્ઞાનયજ્ઞમાં દર્શનમ્‌ના આચાર્યો, ઋષિકુમારો તથા યજમાન શ્રી વિપુલભાઈ પટેલના સમગ્ર પરિવારે ઉપસ્થિત હરી કથા શ્રવણનો લાભ લીધો હતો. આ જ્ઞાનયજ્ઞ દરમિયાન ઘનશ્યામભાઈ ખૂંટના સુપુત્ર સહજનો યજ્ઞોપવિત સંસ્કાર યોજાયો હતો.

## દિવ્ય અભિષેક તથા રાજોપચાર પૂજન : અમદાવાદ ગુરુકુલ

અખંડ ભગવદ્‌ પરાયણ પૂજ્યપાદ જોગીસ્વામીની સ્મૃતિમાં સદ્‌ગુરુ વંદના મહોત્સવ ઉપક્રમે તા ૧૯ મે, ના રોજ શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ અમદાવાદ ખાતે શ્રીહરિ પ્રસન્નતા અર્થે મુબંઈ નિવાસી પ. ભ. ધીરુભાઈ શાહ પરિવાર દ્વારા સદ્‌ગુરુ સંતોના સાનિધ્યમાં શ્રી ઘનશ્યામ મહારાજનો વિવિધ ઔષધીઓ તેમજ ફળોના રસ વડે દિવ્ય અભિષેક, રાજોપચાર પૂજન તથા મહાઅન્નકૂટ ધરવામાં આવ્યો હતો. આ પ્રસંગે પ.પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, પ.પૂ સદ્‌ગુરુ પૂરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી તથા સંતોએ ધીરુભાઈ તથા તેમના પરિવારને શુભાશીર્વાદ પાઠવ્યા હતા.

## નૂતન પ્રકાશન

Divine Life of Jogi Swami

અખંડ ભગવદ્‌ પરાયણ પૂજ્યપાદ જોગીસ્વામીના જીવનને આબેહુબ રજુ કરતો, રંગીન ફોટાઓ તેમજ સ્વામીના અંતિમ દર્શન કરાવતો શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી દ્વારા લીખીત ગ્રંથ

પ. પૂ. પુરાણી શ્રી હરિસ્વરુપદાસજી સ્વામીના મુખે કહેવાયેલા જીવનમાં ઉપયોગી પ્રવચનોની ગ્રંથસ્થ શ્રેણી

## ગુરુકુલમાં રસોઇ

**અમદાવાદ ગુરુકુલ**

શ્રી રસીકભાઈ વી. પટેલ, અમદાવાદ
શ્રી વસંતભાઇ મોટકા, અમદાવાદ
શ્રી ધીરુભાઈ કે. શાહ, મુંબઈ
શ્રી જયેશભાઈ સુતરીયા, અમદાવાદ
શ્રી હાર્દિક ગુણવંતભાઈ મીસ્ત્રી, અમદાવાદ
શ્રી ભાવેશભાઈ કનોજીયા, અમદાવાદ
શ્રી અમીશભાઈ પટેલ, અમદાવાદ

**છારોડી ગુરુકુલ**

શ્રી ભાવેશભાઈ પેથાણી, ગાંધીનગર
શ્રી બળભદ્રસીંહજી, ગાંધીનગર
શ્રી નિરજભાઇ સી. જોષી, અમદાવાદ
શ્રી પ્રેરકભાઈ પી. પટેલ, અમદાવાદ
શ્રી દેવીપ્રસાદ મહેતા, વડોદરા

સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામી વિશેષાંકનું સૌજન્ય શ્રી સ્વામિનારાયણ સત્સંગ સમાજ કાંગશીયાળીના ભાવિક ભક્તજનોએ સ્વીકાર્યુ છે.

## આગામી આયોજન

- ૦૧જુન, શુક્રવાર — **ભીમ એકાદશી** - રાત્રે કીર્તનભક્તિ, (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ)
- ૦૩જુન ,રવિવાર — **સુહૃદ સભા** - શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, છારોડી, સાંજે ૫:૩૦ કલાકે
- ૧૫જુન, શુક્રવાર — **યોગીની એકાદશી** - રાત્રે કીર્તનભક્તિ, (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ)
- ૨૧જુન, ગુરુવાર — **રથયાત્રા** - **શાસ્ત્રીજી મહારાજ જન્મદિન**, રથયાત્રાનો રુટ :- ગુરુકુલથી સુભાષ ચોક, વિશ્રામનગર, સન એન્ડ સ્ટેપ ક્લબ, ભોયંગદેવ, સ્વામિનારાયણ બાગ, વિવેકાનંદ ચોક, મેમનગર ગામ, માનવમંદિરથી ગુરુકુલ.
- ૨૪જુન, રવિવાર — **સમૂહ મંત્ર લેખન** - શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ (સાંજે ૫ થી ૭)
- ૨૮જુન, ગુરુવાર — **શ્રીહરિ જયંતી**, નીલકંઠવર્ણી અભિષેક, રાજોપચાર પૂજન (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ)
- ૩૦જુન, શનિવાર — **દેવશયની એકાદશી** - **ચાતુર્માસ પ્રારંભ**, રાત્રે કીર્તનભક્તિ, સભામાં સંતોના સાનિધ્યમાં ચાતુર્માસના નિયમ ગ્રહણ થશે (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ)

## શ્રદ્ધા સુમન

**પ.ભ. શ્રી વલ્લભભાઇ લક્ષમણભાઇ પાઘડાળ**

ગામ- કુકાવાવ હાલ અમેરીકા નિવાસી શ્રી વલ્લભભાઈ લક્ષમણભાઈ પાઘડાળ તા. ૨, મે ૨૦૧૨ના રોજ હરિ સ્મરણ કરતા થકા અક્ષરવાસી થયા છે. વલ્લભભાઈ ભગવાન શ્રીહરિ તથા સંતોમાં હેતવાળા હતા. આ પવિત્ર આત્માને શ્રીહરિ પોતાની મુર્તિનું સુખ આપે તથા મનસુખભાઈ, ગીરીષભાઈ વગેરે પાઘડાળ પરિવારને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**પ. ભ. શ્રી લાલજીભાઇ હરિભાઇ શેલડીયા**

ગામ મોટા સમઢીયાળા નિવાસી શ્રી લાલજીભાઈ શેલડીયા હરિસ્મરણ કરતા થકા અક્ષરવાસી થયા છે. ગુરુકુલના આ સનિષ્ઠ સેવકને ભગવાન શ્રીહરિ પોતાની મૂર્તિનું અખંડ સુખ આપે તથા મનસુખભાઈ, રામભાઈ વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

## ગુરુકુલ ગૌરવ

**કૃપેશ હસમુખભાઇ ભાલાળા :-** પૂજ્યપાદ જોગીસ્વામીના કૃપાપાત્ર અને ગુરુકુલના અનન્ય સેવક કાકીડીમોલી નીવાસી શ્રી હસમુખભાઈ ભગવાનભાઈ ભાલાળાના સુપુત્ર **કૃપેશ ભાલાળાએ All India P.G. Medical Entrance Exam for M.D./M.S.** માં સમગ્ર ભારતમાં ૬૭ મું તેમજ ગુજરાતમાં ૫ મું સ્થાન પ્રાપ્ત કરી ગુરુકુલનું ગૌરવ વધાર્યુ છે. આ પ્રસંગે પ.પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ કૃપેશને શુભાશીર્વાદ પાઠવ્યા હતા.

---

**શ્રી નિરવ કુમાર વજુભાઈ જસાણી :-** પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના કૃપાપાત્ર ફાટસર ગામના વતની **શ્રી નિરવ કુમાર વજુભાઈ જસાણી** હાલ જોધપુર નેશનલ યુનિવર્સિટી ખાતે મિકેનિકલ એન્જીનીયરીંગનો અભ્યાસ કરી રહ્યા છે. મધ્યપ્રદેશમાં આવેલ પિથ્થમપુર ખાતે **Mahindra presents BAJA SAEINDIA 2012** સ્પર્ધાનું આયોજન કરવામાં આવેલ. જેમાં સમસ્ત ભારતમાં મિકેનિકલ અન્જીનીયરીંગનો અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓ પોતાની રીતે વિવિધ પ્રકારની કાર બનાવીને લાવ્યા હતા. આ સ્પર્ધામાં નિરવની ટીમ દ્વારા બનાવવામાં આવેલ કારને **Best Build Quality**માં પ્રથમ સ્થાન પ્રાપ્ત થતા પ.પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ આશીર્વાદ પાઠવ્યા હતા.

## સદ્‌ગુરુ વંદના મહોત્સવ ઉપક્રમે શ્રીમદ્ ભાગવત્ પારાયણ, બાપુનગર

પૂજ્યપાદ જોગીસ્વામીનું પૂજન કરતા સંતો

મહોત્સવના યજમાનોને આશીર્વાદ આપતા સદ્‌ગુરુ સંતો

૧૦૮ ફૂટના હાર વડે પૂજ્યપાદ જોગીસ્વામીનું પૂજન

પૂજ્ય સંતો સાથે ગુરુકુલ પરિવારના બાપુનગરના યુવાનો

સમૂહ આરતીનું રમણીય દ્રશ્ય

RNI No. GUJGUJ/2009/28937.
Permitted to post at A'bad PSO on 25th of every month, GAMC 1468/2010-2012, Valid up to 31/12/2012

# સદ્ગુરુ વંદના મહોત્સવ ઉપક્રમે શ્રીમદ્ ભાગવત્ દશમસ્કંધ પારાયણ
## આયોજક : શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ પરિવાર, બાપુનગર

કથા પ્રારંભે દીપ પ્રાગટ્ય કરતા સંતો-મહાનુભાવો

કથા શ્રવણ કરવા પધારેલા વિશાળ સંખ્યામાં ભક્તજનો

કથા મંચ ઉપર ઉપસ્થિત પૂજ્ય વક્તાશ્રી, સદ્ગુરુ સંતો તથા મહાનુભાવો

ભગવાન સ્વામિનારાયણનું પૂજન કરતા સદ્ગુરુ સંતો

પૂજ્યપાદ જોગીસ્વામીનું ૧૦૮માં પ્રાગટ્યદિન પ્રસંગે પૂજન